# THE ENGLISH CONSTITUTION

BEING

A Collection of five papers Contributed to the "Danyana Vardhaka," a Gujarati Journal

BY

COWASJI NOWROJI VESUWALA.

BOMBAY:
**JEHANGIR BEJANJI KARANI**
BOOKSELLER AND PUBLISHER
1882.

# વીલાયતનું રાજબંધણ.

એ મથાલાં તલે જ્ઞાનવર્ધક ચોપાનિયાંમાં આવેલાં છુટાં છુટાં લખાણનો સંગ્રહ.

લખનાર

કાવશજી નવરોજી વેશુવાલા.

મુંબઈ:
જેહાંગીર બેજનજી કરાણી.,
પુસ્તકો વેચનાર તથા પ્રગટ કરનાર.
નાο ૧૮, પારશી બજાર સ્ત્રીટ, કોટ,
૧૮૮૨.

# દીબાચો.

ગુજરાતી ભાષામાં વિલાયતની પારલામેન્ત તથા તેનાં રાજબંધણ વગેરેના વિભાગો સમજાવનાર એકે પુસ્તક ન હોવાથી "જ્ઞાન વર્ધક" ચોપાનિયાંમાં એ બાબદ પર લખેલા એક નીબંધને એક ચોપડીના આકારમાં છપાવી દેશી વાંચનારાઓની આગલ રજુ કર્યો છે. તે કેટલો અધુરોછે તે તેના ન્હાનાં ટુક કદ તથા તેના લખનારની નીરજીવ કેલવણીપરથી શાની વાંચનારાઓ તરત જોઈ લેશે, અને જો કંઈ ભુલો માલમ પડે તો તે દેખાડવાની તક લઈ તે વિશે લખનારને દરગુજર કરશે. હાલના વખતમાં હિદુસ્થાનની બેહોલી રૈયતના કેલવાયલા વર્ગોનું લક્ષ વિલાયત દેશની તથા બીજાં દેશોની રાજદ્વારી બાબદ પર ખેંચાયલું જોઈ દરેક દેશીને સંતોષ ઉપજ્યા વગર રેહેશે નહી. સંસારી કેલવણી સાથ રાજદ્વારી કેલવણી પણ જોઈએ. આપણી પર રાજ કરતી કોમ દુનિયાના ચોખંડ મુલકોમાં હાલ જે મોટાઈ ભોગવે છે તે તેમની બીજી ખુબીઓ સાથ રાજદ્વારી કેલવણીને પણ આધારે છે. ચોમેર જોવો કે જ્યાં ઇંગ્રેજ બચાનો છાપ પડયો ત્યાં પ્રજામત આસ્તે આસ્તે ઉભુ થતું દેખાશે. દરેક માણસની સ્વતંત્રતા, વીચારનું છુટાપણું, છાપાનું છુટાપણું, સંગીન કેલવણીનો જાહેર ફેલાવો વેપાર રોજગારની ચઠીયાતા,—એ સર્વ રાજદ્વારી કેલવણીપર આધાર રાખેછે. આપણા દેશમાં હાલ મુળમાં સંસારી કેલવણીની ખુટ છે—આ દેશનાં લોકોનો પોણો ભાગ નજદીક આવી કેલવણીથી બેનસીબ છે—તેવા હીંગામમાં સર્વને રાજદ્વારી કેલવણીની અગત્યતા દેખાડવી ફોકટ છે, પણ જેઓએ સંસારી કેલવણીમાં સારો દેખાવ કર્યો હોય તેઓએ આ દુનિયાના જુદા જુદા દેશોની રાજદ્વારી બાબદોપર ધ્યાન આપેલુ વ્યર્થ જશે નહીં. આ પાણાઓમાં સમજાવેલાં રાજબંધણ પ્રમાણે વીલાયત દેશમાંજ અમલ ચાલેછે એટલુંજ નહી, પણ હીંદુસ્થાન સીવાય, તથા થોડી વસ્તીવાલાં એક બે નીરજીવ ટાપુના મુલકો સીવાય, આપણી નામદાર માહારાણીને તાબેના ઘણાખરા સર્વ સંસ્થાની મુલકોમાં આ રાજબંધણનો પડછાંયો પડેલોછે. અમેરીકાના કેનેડાના બેહલા મુલકને, ઑસત્રેલીયાના ન્યુ સાઉથવેલ્સ, વીકતોરીયા, કુવીનસલેન્ડ, વગેરે મોટાં પ્રગણાઓને, આફ્રીકાના કેપ સંસથાનોને ત્યાંના દેશીઓની રાજમંડલીઓ અથવા પારલામેન્તો બખશેલી છે. આવી દેશી પારલામેન્તો (Representative Assemblies) દેશનો કારભાર પોતાના અખત્યારમાંજ રાખેછે, અને વીલાયતનાંજ ધોરણપર પ્રધાન મંડળીઓ બનાવેછે. વળી કેટલાક દેશોમાંતો ઉમરાવોની સભા તથા આમની–સભા માફક Upper અને Lower House બંન્ને સ્થાપાયલાં છે. આવી દેશી રાજમંડળીઓથી તે દેશોને મોટો ફાયદોછે એમાં તો કશો શક નથી. હીંદુસ્થાનની માફક તેમની લગામ કોઈ વીલાયતી એકતરફી ટોલીને હાથે, અથવા તો માતબર કારખાનાવાલાઓને હાથે ખેંચાતી નથી, પણ તેમનેજ હાથે ખેંચાયછે. જાતી અજમાયસપરથી દેશની ખરી ખુટો પીછાણનારા, તેઓ પોતાનાં દેશને હમેશ આબાદ તથા ઓસ્તવાર રાખેછે. ખરૂંછે કે વીલાયતની શેહેનશાહી પારલામેન્તને તેમના કાયદાઓ તથા ઠરાવોમાં ફેરફાર કરવાનો તથા રદ કરવાનો અખત્યારછે, પણ આવી રીતે તેમના દેશનાં અંદરના કારભારમાં વડી પારલામેન્ત કવચીતજ માથું ઘાલેછે. માત્ર લડાઈ, કોલકરાર, અથવા લશકરની ધામધુમોમાં તેઓ ભાગ લેછે, બાકી બીજી બાબદોમાં તેઓ વચ્ચે પડતા નથી.

આવી કોઈ દેશી રાજમંડલી હીંદુસ્થાનમાં સ્થાપવામાં આવે તો કેટલો ફાયદો થાય! આ જમાનાને અનુસરતું, દેશીઓને માફક આવતું, તથા તેમના આચારવીચાર સ્વીકારાય, તથા તે પ્રમાણે અમલ થાય એવું કંઇ રાજબંધાણ હીંદુસ્થાન દેશમાં સરૂ કરવાનો વખત આવતો જાયછે. અતરે ગવરનરો તથા કલેકતરોની કઇક આપખુદ સતા સ્થાપાયલી છે. તેમની સભાઓમાં પૈસાવાલા બોધલાંઓને, અથવા તેમના નોકર અથવા પેનશનર દેશીઓને બેઠક મલેછે, તેમાં કઈ હીંદુસ્થાનનો અર્થ સર્યો નહીં. ઈલાકેદાર સરકારોનો હક તથા પવર વધારી આપી Decentralairtion Scheme. દાખલ કીધી તેમાં કઈ વલ્યુ નહીં. સામુ, આ બંદોબસ્તથી તો ગવરનરો તથા કલેકતરોને વધારે આપખુદ કીધાછે, અને દેશી અધીપતીઓ, જેઓ આ બંદોબસ્તના ઠરાવની વખતે ખુશીમાં આવી ગયા હતા, તેઓ થોડાં વરશામાં જોશે કે એથી રૈયતને શું ફાયદાઓ થયા છે.

મુંબઈ,<br>
એપ્રિલ ૧૮૮૨.

---

# વીલાયતનું રાજબંધણ.

વીલાયતનું રાજબંધણ (The English Constitution) ઘણા આગલા વખતનું, પુરાણું ચાલતું આવેલું છે. એના રાજની બાંધણી પુષ્કલ ફેરફારો છતાં આજે દુન્યાનાં પ્રકાશીત મંડલમાં યુરોપના તથા અમેરીકાના રાજ્યોનું પુર ધ્યાન ખેંચેછે. ફ્રાન્સ, સ્પેન, પોરતુગાલ, જરમની, યુનાઈતેડ સ્ટેન્સ, બ્રેઝીલ, વગેરે દરેક સુધરેલા રાજ્યો તેની નકલ કરવા મંડેછે, પણ તેમનેથી આ અજબ બંધણની પુરતી નકલ થઈ શકતી નથી. તેમાં સમાયલા કાયદાકાનુનો, તે દેશની વીચીત્ર હાલત, ત્યાંના લોકોનું રાજદ્વારી બાબદપર જોસ, સ્વતંત્ર વીચાર તથા લખાણનું છુટાપણું, વગેરે કેટલીક બાબદોના જમાવથી આ રાજબંધણ અસલ, સમજવાને ઘણું અઘરૂં, ચોકસ નીયમોને અનુસરયાથીજ પારપાડી શકાય એવું જણાયછે. જર્મનો એથી અજબ થાયછે, ફ્રાન્સને તો સમજએ પડતું નથી, રૂશીયનો વીચાર કરેછે કે આ રાજબંધણનું ઈસ્તું કોણે પકાવ્યું હશે, તથા અમેરીકનોએ પોતાના પ્રજાસ્તાક રાજમાં તેની કંઈક નકલ કીધીછે, પણ તે સર્વે ભુલી, રાજની સત્તાને નબલી કરનારી જણાઈછે. યુરોપના જુદાજુદા મુલકોમાંથી હજારો વીદ્વાનો વીલાયત દરવરસે મુસાફરી કરેછે, અને આ રાજબંધણવીશે તરેહવાર ચુનાચરા કરી શીખ મેલવેછે, તો પણ તેની ન સમજી શકાય એવી બારીકીઓથી તેઓ કંટાલી જાયછે. તેમના શેહેનસાહી રાજમાં આપખુદ સત્તા તલે દબાયલા હોવાથી તેઓ આ લોકબંધણ રાજપર હસેછે. કાઉન્ત બીસમારકને વાસ્તે લખેછે કે જયારે મરનાર લૉર્ડ બીકનસફીલડ રૂશીયા તથા તરકીની લડાઈના વખતમાં તરકીની બારદુએ જવાને તતપર હતો, પણ મી૰ ગલાડસ્તનના સુભાખીત ભાષાનોએ જે સામાન્ય સુલેહને લગતો હીંગામ લાવી મેલ્યો હતો તેથી બીહીને હઠ્યો હતો, તેપરથી તેણે વીલાયતના રાજબંધણ તથા તેના નબલા પ્રધાનોની ઠેકડી કંઈ થોડી કીધી ન હતી. ખરેજ, યુરોપના આ ઘણાખરા શેહેનસાઈ રાજવાલા પ્રધાનો વેલાતના આ ખરી કાબેલ્યતથી ઉપજેલાં રાજબંધણને તુચ્છકારી કાઢેછે. તેઓ પ્રજામતને હસેછે, અને આપખુદ અમલ દરૂસ્ત વીચારેછે. તેઓ રાણીને તેણીના મોભાને લીધેજ માન આપેછે, બાકી તેઓ સારીપઠે સમજેછે કે તેણીનો અમલ રાજદ્વારી બાબદમાં તદનજ કમછે. રાજની સત્તાના વીભાગો, તે વીભાગોના દાવપેચ અટકાવનારા ઉપવીભાગો, તથા વળી તે ઉપવીભાગોપર દેશની સામાન્ય પ્રજાનો આંકોશ તથા સત્તા તેઓ એકદમ સમજી શકતા નથી.

આપણે તે સમજવાને તથા સમજાવવાને કંઈ કોશેશ કરીએ. વીલાયતના પોતાનાં લોકોનો ઘણોભાગ આ રાજબંધણની કેળવણીથી અજાણોછે તો પરદેશનાં લોકો એ રાજબંધણ ન સમજી શકે તો તેમાં કંઈ નવાઈ નથી. ફીલસુફો મીલ્સ તથા બેગહોત લખી જાયછે કે ખુદ વેલાતમાં કેલવાયલા $\frac{1}{3}$ ભાગ કરતાં વધારે લોકો આ વીચીત્ર રાજબંધણથી અજાણા છે.

"We have in a great community like England, crowds of people scarcely more civilized than the majority of two thousand years ago; we have others, even more numerous, such as the best people were a thousand years since. The lower orders, the middle orders, are still, when tried by what is the standard of the educated 'ten thousand,' narrow-minded, unintelligent, incurious."

બેગહોત લખેછે કે, વીલાયતમાં હાલમાં પુષ્કલ લોકો વસેછે કે જેઓ બે હજાર વરસની

વાતપરના અભણો કરતાં વધારે સુધરેલા નથી; વળી બીજો એથીને મોટો વર્ગછે કે જે હજાર વરસની વાતપરના મધ્યમ સુધરેલા, કંઈ જુજ કેલવણી લીધેલા ટોલાની બરાબરછે. હાલનો મધ્યમ ભાગ તથા વળી ઉતરતો ભાગ આજના ખરા કેલવાયલા વીદ્યા અભ્યાસી વર્ગની સાથ સરખાવતાં સાંકડા મનનો, જ્ઞાનમાં ઉતરતો, તથા દુચીત લાગેછે.

ઇંગ્રેજના રાજના પ્રતાપથી હીંદુસ્થાનમાં કેલવણીનો સારો પ્રસારો થયોછે અને દસ બારવરસ થયાં આપણા દેશી છાપાઓમાં તથા દેશી મંડલીઓમાં પારલામેન્ટની સભાએ આમ (House of Commons)તથા સભાએ-ખાશમાં (House of Lords) થતી તકરારોપર કંઈ ધ્યાન આપવા જોગ વીચારો અપાયછે. વીલાયતના રાજબંધણપર આપણા દેશના ઉધરતા કેલવાયલા જવાનોનું ધ્યાન ખેંચાયુંછે. આ રાજસભાઓની તકરારોમાં તેઓ અખબારોની મારફતે ભાગ લેછે, તેની ઉલટી તથા સુલટી બાજુઓ તપાસેછે, પ્રધાન મંડલપરનો વીશ્વાસ તથા શક તેઓ સમજેછે, તથા પાર્લમેન્ટનું ફરતું ચક્કર તેના આંતાઓમાં પ્રધાનોને તથા અધીકારીઓને કેમ ગુગલાવેછે, દબાવેછે, તથા ચડાવેછે, તેમનો કંઈક લાયક વીચાર તેમનાં ઉધરતાં મનોમાંથી નીકલતો આપણે જોઈએછીએ. તોપણ હજુર તે વીશે ઘણું શીખવાનુંછે, ઘણી અજમાસની જગ્યાછે, અને આપણે હીંમતથી કહી શકશું કે હાલમાં દેશી છાપાઓમાં વિલાયતની પાર્લમેન્ટ તથા રાજનીતીવીશે આવતાં લખાણો ઘણાંખરાં અતરે છપાતાં ઇંગ્રેજી પત્રોની લખાવત પ્રમાણેના તરજુમાથી ભરપુર હોયછે, અથવા તો ઇંગ્રેજી પત્રો પોતાના લખાણમાં જે બે બારદ સમજાવેછે, તેમાંની એક બારદને પોતાની સમજણ પ્રમાણે વલગી રેહેનારા, પણ તે ઇંગ્રેજી આરટીકલની છપછપને અનુસરતાંજ હોયછે. આપણે જોઈએ છીએ કે જે રાજદ્વારી બાબદોવીશે ટાઈમસ, તથા ગેઝેટ આજે લખાણ કરેછે, તે બાબદવીશે ચુનોચરા-કરનારી, તેનીપર તકરાર કરનારી, તે કેવાં પરીણામ નીપજાવશે, તથા તે રાજનીતી કયા કયા ચાલુ હકોને નુકસાન કરશે તે દરશાવનારી, તથા આગલા પ્રધાનોની એવીજ રાજનીતી સાથ સરખામણી કરનારી આરટીકલો કદાચજ દેશી છાપામાં તેજ દહાડે દેખાવ કરેછે.

વીલાયતનું રાજ એક પ્રજાસત્તાક પાદશાહેતછે. તેમાં પાંચ તત્વો સમાયલાંછે, અને તેનાં છેલ્લાં ચાર તત્વો પેહેલાં મુળતત્વપર આધાર રાખેછે. ૧ પ્રજા. ૨ દીવાને આમ (House of Commons). ૩ દીવાને ખાશ (House of Lords). ૪ રાજની મુખ્ય ઓહ્દેદાર મંડલી (Cabinet). ૫ રાણી અથવા રાજા. આ સર્વમલી પ્રજાસત્તાક પાદશાહેત બનીછે. તે પ્રજાસત્તાકછે કારણકે પ્રજાને મુખ્ય હકો આપેલાછે જેથી પ્રજા બલવાનછે; તે પાદશાહેતછે કારણકે ત્યાં હમેશ એક રાજા અથવા રાણી મુકરરછે. પણ જો પ્રજાસત્તાક કહીએ તો પાદશાહેત ન કેહેવાય, કારણકે પ્રજાસત્તાક રાજ્ય પાદશાહની ગરજને ના પાડેછે, અને પાદશાહેત કહીએ તો તે આપખુદ સત્તા દેખાડેછે જે સત્તા પ્રજાને દબાવનારી હોયછે. માટે દેખઈતી રીતે આ બેહુદુ જણાયછે, પણ તે વિલાયતના બાબમાં ખરૂંછે. ત્યાં તેનું રાજબંધણ પ્રજાને રાજાસાથ જોડેછે. ખરૂંછે કે અમેરીકનો હસેછે તેમ આ પાદશાનું,-આ "Extra"નું-રાજમાં કામજ નથી. •પણ જયાંસુધી આ પાદશાહાનું તત્વ ભેલાયલું છે ત્યાંસુધી તો એ પ્રજાસત્તાક પાદશાહી કેહેવાઈ શકાય. એક રાજાનો દેમાગ, તેનો દબદબો, તેના મેહેલો, તેની સામગ્રી, વીલાયતના લોકોને પસંદછે. આ વાતતો જાહેરછે કે વીલાયતના લોક કંઈ ઊંડા વીચારવાલાતો કેહેવાતા નથી. તેમનું મુખ્ય બળ ખેતીવાડીમાં તથા કારખાનામાં, દુકાનોમાં તથા ખાનોમાં સમાયલુંછે.

એમાં ગુંતાયલા હજારો માણસો તેનું રાજબંધણ સમજતા નથી. માત્ર રાણી રાજ કરેછે એટલું જાણી તેઓને સંતોષછે. જેમ હીંદુસ્તાનમાં લખો અને કરોડો લોક સમજેછે કે રાણી દેશપર સર્વ હકુમત ચલાવેછે, તેમજ આ વીલાયતનો ઉતરતો પણ બોહલો વર્ગ સર્વ દોર તથા અમલ તેણીનોજ સમજેછે. ગરીબ બીચારા, તેઓ પોતાના પ્રજા તરીકે હકો પણ સમજતાં નથી ! અને આએતો જાણીતી વાતછે કે બીનકેલવાયલા તથા ગામડ્યા લોકોપર જેટલી અસર પૈસો, દબદબો, તથા દેમાગ કરેછે, તેટલી અસર બીજી કોઇએ ચીજ કરી શક્તી નથી. વીલાયત દેશમાં (ઇંગ્લંડ, વેલ્સ, સ્કાટલંડ તથા આયરલંડને ટુકમાં લખવાને માટે આપણે અતરે 'વીલાયત'નાં સાધારણ નામથી લખીએ છીએ) ૩,૪૫,૦૦૦૦૦ માણસની વસ્તીછે, અને પારલામેન્ટના સભાસદો ચુટી કાઢનારાઓની નોંધાયલી એકંદર સંખ્યા લગભગ ૨૯,૦૦૦૦૦ માણસોની થવા જાયછે. અને એ પ્રમાણે આ દેશોની ત્રણ કરોડ પીસતાલીસ લાખ માણસોની વસ્તી સાથ માત્ર ઓગણત્રીસ લાખ ચુટી કાઢનારાઓની સંખ્યા સરખાવ્યે તો માત્ર સો માણસે આઠ ચુટી કાઢનારાઓની રાસ આવેછે, અને જ્યારે માહા મુશીબતે પસાર થયલાં સને ૧૮૩૨ ના "રીફોર્મ બીલ"થી તથા વળી સને ૧૮૬૭ના નવાં "રીફોર્મ બીલ"થી પ્રજાના લોકોની ચુટણી કરનારી સંખ્યા અગણીત કરવામાં આવી, કે જ્યારે મી૰ ગલાડસ્તને આરંભેલાં, પણ મી૰ ડીસરાયલીએ પસાર કરેલાં, ઉપલા છેલ્લા નવા કાયદાથી સો રૂપીયા સુધીનું ભાડું ભરનારાં તથા કંઈક ચોકસ હદ સુધી બીજે કર આપનારાં લોકોને પણ ચુંટણીનો હક બખશવામાં આવ્યો ત્યારે આઠ માણશોની સેંકડે રાસ આવેછે, તેપરથી ઘણાખરાં લોકોની બીન કેલવણી તથા દરીદ્રતા સમજી શકાયછે. અને જે લોકો ગરીબ તથા અભણ, તેઓ હમેશ ભભકાથી ભમાઇ જાયછે, અને તેમનાં સુસ્ત ભેજાંને દુન્યાના હજારો તરેહવાર હીંગામોની બારીકીઓ સમજવી કઠણ પડેછે, અને તેથી તેઓ આ પ્રજાસ્તાક રાજનું બંધણ ન સમજે, તોપણ એક રાજા મુકરરછે માટેજ તેઓ વફાદાર રહેલાછે. જો રાજાને ખસડેવાની યુક્તીઓ થઈ તો તેઓ હુલડ મચાવે, કોઈ કાવાબાજ, સત્તામાટે લાલચુ શખ્શની ઉસકેરનીથી તેને આધીન થઈ રાજ ઉધુ મારે, અથવા કોઈ પરકોમના રાજાની સવારીપર લલચાઈને તેના હોમલાને તાબે થાય. સાધારણ હીંદુઓ એક ખોદાની હૈયાતી ચોકસ મુરતીઓ પરથીજ માનેછે તેમ આ લોકો એક રાજા અથવા રાણી—જેઓ રાજની દેખાઈતી નીશાનીછે—તેમને મુરતી માફક માનેછે. તેઓ ગુપ્ત રાજબંધણો સમજી ન શકે,—તેમને તો રાજનું કંઈ દેખાઈતું Symbol જોઇએ.

આપણે જાણયેછીએ કે એક રાજાની આપખુદી દેશને નુકસાનકારક નીવડેછે, અને તેથી પ્રજાના લોકોને રાજની લગામ પોતાના હાથમાં લેવાને તક આપેછે. વીલાયત દેશપરના ફ્રેન્ચ હોમલાએ ત્યાંની સેકસન દેશી રૈયતને કચડીનાખી હતી. તેમના હકો છીનવી લેવામાં આવ્યા હતા, તેમની વાડીઓ, વજીફાઓ, મેહેલો, તથા જગાઓ નોરમન ઉમરાવોને સવાધીન થયાં હતાં. રાજા જોનનાં વખતમાં કંઈ થોડી આપખુદી ચાલતી ન હતી. લોકોની જાગીરો તથા યાહુદીઓનાં નાણાં ઉચાપત કરવામાં આ રાજા એક્કો હતો. માણસોની પોતાની તથા માલમતાની સલામતી રાજમાં કંઈજ ન હતી. ઈનસાફ ગાંડો હતો; જેઓ સામે થાય તેમને દેશનીકાલની શીક્ષા થતી હતી. કરનો બોજો ઘણો હતો. ધર્મસ્થાનોનો પણ ભોગ લેવામાં આવતો હતો. બ્રીસતલના એક સરાફી યાહુદીએ રાજાને નાણાં ધીરવા ના પાડયાથી તેને એક અંધકાર બંદીખાને નખાવી રોજ તેનો એક્કો દાંતચીરી

કાઢવામાં આવતો હતો. ડાકટર સ્મીથં લખેછે કે

"His rule had by this time become intolerable to every class of his subjects. The Church had found in him a determined enemy. The Barons saw their privileges invaded by his tyranny and the honour of their families outraged by his vices. The commons were treated like serfs and driven to become outlaws. The property of all classes was subjected to endless extortions. The case of the Jews, who were beyond the protection of the law, served to show the lengths to which he could proceed in extorting money by cruel tortures; for example, a Jew of Bristol refusing to give up his treasures was thrown by the king's orders into a dungeon, and one of his teeth was wrenched out daily until he had lost seven, when he gave in."

•

આવો જુલમ એક રાજાની સામે ગરીબમાં ગરીબ માણસને પણ ઉસકેરી શકે. સર વોલતર સ્કોટનાં "આઇવેનો"માં આ રાજાના જુલમની કંઇક અસરકારક શાહદતો આપેલીછે. વીલાયતના સઘળા અમીરો રાજાની સામે થયા, અને ખુદ લંડનશેહેરપર તેઓએ ચડાવો કીધો. એથી રાજા ગભરાયો, અને તેણે Magna Charta "મેગના ચારતા"નામે પંકાયલાં આ અમીરોના લખતપર સહી કીધી, જેમાં તેણે તેમના દરેક હક સ્વીકારયા. આ લખત વીલાયતનાં રાજબંધણના એક પાયા સરખુછે. તેમાંની કેટલીક કલમો ઘણી નાદરછે. એ લખતપર વળી અમીરોએ એની પછીના રાજા ત્રીજા હેન્રીની સઇ લીધી. આ હેન્રી રાજાએ અમીરોનાં દબાણને આધીન થઇને વિલાયતનાં ચોકસ પરાંના સભાસદોને પોતાની કચેરીમાં બેસવાનો હક આપ્યો, કે જે સભાસદોની વગર હકવાલી મંડલી તે આજની સર્વ હક ધરાવનારી આમની સભા તરીકે પંકાયછે. તેરમી સદી સુધી ઘણોખરો અખ્ત્યાર રાજાના હાથમાં હતો. તેની પાર્લમેન્ટમાં બેસતા સભાસદો માત્ર મસલતીયા (Councillors) જેવા હતા. તેમનો વીચાર પુછવામાં આવતો હતો પણ અમલ રાજાની મરજીપર હતો. આસ્તે આસ્તે બીજા એડવર્ડના વખતમાં તેના મેહેલનો અંઘેર ખરચ અટકાવવામાટે એક ખરીતો ઘડી કાઢી પારલામેંટે કેટલાક નવા હકો મેલવ્યા. વળી ત્રીજા એડવર્ડ તથા ચોથા હેન્રીના રાજમાં પારલમેન્ટના સભાસદો વધારે બલવાન થયા, અને છુટથી રાજાની રાજનીતીપર ટીકા કરવા લાગ્યા. પણ ખરૂ જોતાં તો પેહેલા ચાર્લસ રાજાને ગરદન મારવાથી પારલામેન્ટ વધારે પગભર થઈ.

"Some village Hampden, that with dauntless breast,
The little tyrant of his fields withstood;
Some mute, inglorious Milton here may rest,
Some Cromwell, guiltless of his country's blood."

મીલટન, હેમપદન, અને ક્રોમવેલના નામોજ પારલામેન્ટની ચડતી દેખાડેછે. બીજા જેમ્સ રાજાના રાજપાટ તજીદેવાથી પ્યુરીતન ટોલી, જે અસલથીજ સુધારામાં એક્કી, તથા પ્રજાના ખરાં હીતને ખાતર મેહેનત કરનારી લેખાયછે, તેની મજબુતી વધવાથી તેમને નવી પારલમેન્ટમાં ઘણાખરા પોતાના સભાસદો ચુંટી કાઢી Bill of Rights "બીલ ઑફ રાઇટ્સ" પસાર કરાવ્યું. આ કાયદાથી પારલામેન્ટે પોતાનો અમલ રાજાપર પુરતો જાલવ્યોછે. તેમની રજાવગર રાજાથી કાયદા ઘડાય નહીં, અથવા કાઢી નખાય નહીં, તેમની રજાવગર કર નખાય નહીં, સુલેહના વખતમાં લશ્કર તેમના હોકમ ઉપરાંત રખાય નહીં, તથા એજ કાયદામાં સભામાં બોલવાનું છુટાપણું સ્વીકાર્યું છે. સભાસદોની ચુટણીનાં હકો જાલવી રાખ્યાછે, જુરીનું અપક્ષપાતપણું સાચવ્યુંછે, તથા પ્રજાના જાનમાલની સલામતીને માટે ઘણા સુધરેલા બંદોબસ્તો દાખલ કીધાછે. ત્યારપછી

Settlement Act, Union Act, Septennial Bill, Reform Act વગેરેથી પારલમેન્ટ વધારે મજબુતી પકડતી ગઈ જે આજ સુધી પોતાના હકપર ઓસ્તવારછે.

જેમ દરેક ઘરમાં એક પુરૂષ મુખ્ય મુતવલી હોયછે તેમજ આ આખા દેશમાં રેહેનાર જુદા જુદા કસબાના મુખ્ય માણસોની મંડલી તે પારલમેન્ટ ગણાયછે. હાલમાં સર્વથી છેલ્લાં "રીફોર્મ બીલ" પ્રમાણે ૬૫૮ મેમબરો પારલમેન્ટમાં બીરાજેછે. આ ૬૫૮ મેમબરોની સભાએ–આમછે. કસબાની વસતીનાં પ્રમાણ પ્રમાણે તે એક, બે, તથા ત્રણ મેમબરોનો હક ધરાવેછે. એવા લાયક કસબાઓ, શેહેરો, તથા તેમની વસતી તથા તેમનામાં કેટલા લોકો ચુંટી કાઢવાનો હક ધરાવેછે તેસર્વ દરેક કસબાની Registry Office "રેજીસ્ત્રી ઑફીશ" માં નોંધેલું હોયછે. જ્યારે કોઈ સામાં મતથી અથવા ડપકાના ઠરાવથી, અથવા ઠરાવેલી સાત વરસની મુદત પુરી થયાથી પારલમેન્ટ બરખાસ્ત થાયછે ત્યારે નવી જાહેર ચુંટણી થાયછે. આપણે આગલ કહ્યુંછે કે વિલાયતમાં પ્રજા બલવાનછે, પ્રજા રાજ ચલાવેછે, અને તે આવી જાહેર ચુંટણીની વખતે જલદી માલમ પડી આવેછે, એક આેહોલી પ્રજા પોતે સર્વેમલી રાજ ચલાવી શકે નહીં,–તેમનો તો ધંધા રોજગારમાં વખત રોકાયલો હોયછે–તેથી તેઓ પોતાનામાંથી સારાં માણસો જેમને ફુરસદ ઘણી હોયછે તેમની એક ન્હાની સંખ્યાને પોતાની તરફથી રાજ ચલાવવા નેમેછે. આ કમીટી તે પ્રજાની સભાએ–આમછે. જેમ એક શેર કમપનીમાં સઘળા શેરહોલડરો કંઈ કારભાર ચલાવતા નથી, પણ પોતામાંથી થોડાક લાયકીવાલા માણસોને મેનીજ સોંપી ડાયરેકટર નેમેછે, તેમજ આ રાજબંધન પ્રમાણે ઓગણત્રીસ લાખ ચુંટી કાઢનારાઓ પોતામાંથી ૬૫૮ મેમબરો નેમેછે. કાયદાપ્રમાણે દરેક પારલમેન્ટરી ઉમેદવારે પોતાની ઉમેદવારીને લગતાં શેહેરના કોતવાલની કચેરીમાં પાંચસો પાઉન્ડ ડીપાજીત મુકવા જોઈએ, તથા તેની ઉમેદવારીની દરખાસ્ત કરનાર તથા તેને ટેકો આપનાર બન્ને અસામીઓની સહીઓ રજુ કરવી જોઈએ. આવો ઉમેદવાર ફોજદારીમાં કેદ પડેલો, નાદાર, રાજનો કાયમ નોકર, અથવા ન્હાની વયનો ન જોઈએ. અને જ્યારે આપણે જોઈએ છીએ કે એક પારલામેન્ટની સત્તા ચોપાસછે, તેનો મેમબર રાજા બરાબરછે, ત્યારે આ માન માટેની હરીફાઈ કંઈ થોડી ન હોવી જોઈએ. એક બાહોશ વિદ્વાન લખી ગયોછે કે તેણે વીસ વરસ સુધી જાહેર બાબદોમાં ભાગ લેઈ પ્રજામત ચલાવ્યું પણ તેનું નામ ન પંકાયું, પણ એક વખત તે પારલમેન્ટમાં દાખલ થયો એટલે તે પંકાવા લાગ્યો.

"He guided public opinion for twenty years, yet he was *nobody*; when he entered Parliament, he was *somebody*."

અમીરો, કારખાનાવાલાઓ, માતબર જમીનદારો, એકાંતવાસ થયલા સીવીલ્યનો તથા લશ્કરી અમલદારો, મોટા મોટા અધીપતીઓ, એ માન માટે જીપલાવેછે. આવી જાહેર ચુટણી વખતે ઉમેદવારોનો તો કંઈ પારજ હોતો નથી. કોઈ કનસરવેટીવ, કોઈ લીબરલ, કોઈ હોમરૂલપક્ષ તાણતો જણાયછે. ચુટણીના હીંગામપર શેહેરે શેહેર અને કસબે કસબે ભાડુતી બેપ્યાઓ બુમ પાડેછે કે "ફલાના લૉર્ડ સાહેબને, તથા ફલાના શેઠ સાહેબને ચુંટી કાઢવાને ભુલતા ના". કોતવાલની (Mayor) હાઊસના દરવાજાપર, રસ્તે રસ્તે, ચકલે ચકલે, ભાડુતી ગાડીઓમાં, રેલવેના ઈસ્ટેશનપર, માણસની પીઠપર, દરેક ઉમેદવારની ચાપલુસીખોરી સીફતના કારડો મારવામાં આવેછે. બેંકોમાં દોડાદોડ ચાલેછે, રૈયતમાં પૈસો છુટથી ખરચાયછે, કોઈ મુફલેસ રીબતાં ધર્મખાતાંને પોતાનું નામ અખબારમાં આશકારા કરવાનેમાટે ઉમેદવાર ખતાવેછે, સરાબખાનાઓ

ધમધુકાર ચાલેછે, અને શેહેરો તથા કસબાના ગરીબ ચુંટીકાઢનારાઓ બે પાંચ ગીનીની લાંચ ખાતર મતો વેચેછે. ધારવા મેલે નજદીક બે કરોડ રૂપીયાની ઉથલપાથલ એ વખતે થાયછે. હરીફાઈના મારયા તથા ટોલીઓની મારામારીને લીધે એકેક મેમબરને નજદીક સાઠ થી તે સીતેર હજારસુધીનો ખરચ થાયછે. અને ઘણીખરી લીબરલ તથા કનસરવેટીવ પક્ષની મારામારીઓ તો દરેક કસબે તથા શેહેરે હોયછે. "લીબરલ એશોશીએશન" પોતાની તરફના મેમબરોને માટે વગ પુગાડેછે, ત્યારે "કનસરવેટીવ એશોશીએશન" પોતાનો વગ તેની સામો ચલાવી પોતાની પારટીના ઉમેદવારોને મદદ કરેછે, અને એમ ટોલીઓની બાઠાબાઠ દરેક કસબે મંડાયછે. વળી મેમબરો પૈસા ખરચે તે જુદા, અને આ લખોપતી એસોસીએશનો પોતાની ટોલીનું નામ રાખવાને માટે પૈસા ખરચે તે જુદા. આવી વખતે કસબાનો મુખ્ય વકીલ અથવા દલાલ (Election-agent) ખુબ તર થાયછે. જ્યાં એક ખરચે ત્યાં પાંચ લખેછે, અને વળી જો બાઠાબાઠની ચુટણી હોયતો ( contested election) દરેકનો એજંટ અથવા દલાલ ઉમેદવારોને ભમાવેછે કે "સાહેબ, સામાવાલો બહુ પૈસા ખરચેછે, વાસ્તે ખાતી જશો, આપણે ડબલ ખરચયે, હટવું નહી જોઈએ." અલબત્તાં ઉસકેરાયલો ઉમેદવાર પોતાની જીતની આશાપર બમનું ખરચવાનો હોકમ આપેછે, અને વળી એમ બનેછે કે ઘણી વખતે તે ફાવી જાયછે. આપણે એમ નહીં કહી શકશું કે સઘલાજ વોતરો લાંચ લેછે, પણ તેમનો અરધો અરધ ભાગ તો જરૂરજ લાંચ રૂસવત તથા લાગવગપર મતો વેચેછે. પણ વિલાયતના કેલવાયલા સુધરેલા લોકોમાં રાજદ્વારી જહનુંન ઘણુંછે, તેઓ લાંચ ધીકારેછે, તેઓ પોતાનું મત ખરાં અંતઃકરણથી આપેછે અને ઘણાખરા ચોકસ પારટીને બંધાયલા હોવાથી તેઓ તે પારટીવાલા ઉમેદવારોનેજ પોતાનું મત આપેછે. વીલાયતમાં કેલવાયલો જવાન કોઈ એવો ન મલશે કે જે રાજદ્વારી રાજનીતીમાં આએ નહીંતો પેલી તડનો ન હોય. તોપણ ઇંગ્રેજોની શીશીયારી છતાં આપણે કહી શકશું કે તેમના સર્વે વોતરોમાં આવું સ્વતંત્રપણું સમપુર્ણ થવાને ઘણો વખત જોઈએ. છેલ્લાં Election-Bribery Commission તથા Corrupt Practices Bill ના રીપોર્ટ પરથી માલમ પડેછે કે તેમની પ્રકૃતી કેટલી હલકીછે. એટલું ઠીકછે કે (Ballot Box) મત આપવાનો બૉકસ છુપો રાખવામાં આવેછે જેથી કેટલાક લુચ્ચા વોતરોની લુચ્ચાઈ પકડાતી નથી. તેઓ એક પારટીના ઉમેદવાર પાસથી લાંચ લીધા છતાં તેની તરફ વોત આપવાને બદલે પોતાના પારટી જહનુંનથી સામા ઉમેદવારને મત લખી આપેછે! એમાં મગરૂબ થવા જોગ કારણછે કે તેઓ પોતાની ટોલીને વફાદાર રહેછે, પણ દલગીર થવા જોગછે કે આ વળી તેમની ઠગાઈ ભરેલી નીચ હાલત દેખાડેછે.

પણ પારલમેન્ટના સઘલા મેમ્બરો એમજ ચુટી કહડાતા નથી. વળી એક બીજો રસ્તો છે. કેટલાક એવા કસબાઓ હોય છે કે જેમાં ચોકસ ઉમરાવોનો પુષ્કળ વગ ચાલે છે, જેથી તેઓ તે કસબામાં ગમે તેમ કરી શકેછે. આવા કસબાઓને મશ્કરીમાં Pocket-boroughs કહેછે, કારણ કે એ કસબાના ઉમરાવો તથા માતબર કોમનરો એને લગતો અખત્યાર પોતાના ખીસામાં જાણે લેઈને ફરતા ફરેછે. તેઓ પોતાના છોકરાને, સગાને, મીત્રને, અથવા કોઈ ટોલીના ઉદ્યોગી મેમ્બરને જેનું બીજે ઠેકાણે હારમારીમાં સેવત આવેલુ હોય તેને—આવા કસબામાં પસાર કરી આપેછે. અતરે ઉમેદવારને ખરચ પણ ઓછો થાયછે.

At thirty-seven I was sent
By a pocket borough in parliament;
And I voted so fair and I voted so free,
They made me the ruler of the
Queen's navee!

મી० ગીલબર્ત સુલીવાનનો ઓપેરાનામે H. M. S. Pinafore જેનું ભાષાન્તર આપણી નેવીના અમલપર એક ચાનાક સરખુ છે, તેમાં ઍડમીરલ સર જોસેફ પોરતર દરીયાઈ સેનાધીપતી કેમ થયો તેનું રમુજી કલેજાં પકડીને હસાવનારૂ વર્ણન આપેછે, તેમાંથી ઉપલી લીટીઓ ટપકાવીછે. એ નાટક મેં ઘણી વખત જોયોછે, તેથી મેં માત્ર મોહડેથી આ ઉપલી લીટીઓ લખીછે, જેમાં વખતે કઈ બોલોના ફેરફારની ભુલ માલમ પડે તો કાબેલ વાંચનાર દરગુજર કરશે. મારી પાસ હાલ તેની ચોપડી નથી. પણ ઉપલી લીટીઓ લખીછે તેમાં આ અજમાસ વગરના ધોતાલ દરીયાઈ સેનાધીપતીનું કેઠે ન વલવાથી માત્ર એક pocket-borough થી પારલમેન્ટમાં પસાર થવું આપણાં ઉપલાં લખાણ પર એક સરેહ સરખુ છે, તેથીજ ઉતારી લીધી છે.

પણ લોકોમાં લાંચ રૂસવત પસાર કરી કેટલાક ઉમેદવારો કોઈ પ્રમાણીક અને લાંચ રૂસવત નહીં આપનારા ઉમેદવાર પર ફાવી ન જાય, તેથી પારલમેન્ટે કાયદાની મારફતે દરેક ફતેહમંદ તથા નાસીપાસ ઉમેદવારને પોતાની ચુંટણીના ખરચનો વીગતવાર આંકડો નોંધાવાની ફરજ પાડીછે. પણ આ આંકોશ ઉમેદવારની ચાલાકી તથા Election agent "ઈલેકશાન એજંત"ની ગથલ મથલ આગલ તદનજ નીરજીવછે. આવી લાંચ રૂસવતની સામે એક જોરાવર કાયદો અમલમાં આંણવો જોઈએછે.

પણ બીજો ઉપાય પણ કોર્ટની મારફતે સોંપેલો છે. કસબાનો કોઈ પણ વોતર કોર્ટમાં એશદેવીત કરી તથા બેત્રણ સાક્ષી લાવી પુરવાર કરે કે ફલાના ઉમેદવારે અથવા તેના દલાલે ચોકસ પુરૂષને ખાનુ આપ્યું, દારૂ પાયો, રોકડ આપ્યું, અથવા તેની ચાકરી બાહાલ રાખી તેની ચાકરીના પ્રમાણીક અને માફકસર દામ કરતાં ઘણુ વધારે આપી તેની તરફદારી તથા વોત પોતાની તરફ મેલવ્યાં, તો કોર્ટ તેની ચુટણી રદ કરેછે. ગઈ ચુટણીવખતે આપણે નામીચા સર એડવર્ડ બેતસને પ્લીમાઉથ તરફથી નેમાયા છતાં આવી નાલાયક વર્તણુકને લીધે ઉડી ગયલો જોયો, તથા આપણા આગલા પ્રધાન વાઈકાઉન્ત ક્રેનબ્રુકનો છોકરો ઑનરેબલ ગેથોરન હારડીને કેનતરબરી તરફથી નેમાયા છતાં બરતરફ થવું પડ્યું, તથા હાલની પ્રધાન ટોલીનો રાઈત ઑનરેબલ જે. જી. ડોડસન જે Local Government Board નોપ્રમુખછે તે ચેસતર તરફથી નેમાયા છતાં રદ થયો. આવી અપીલો પારતીની હસદથી થાયછે તથા એક નાસીપાસ ઉમેદવાર ફતેહમંદ મેમબરને એમ ખુવાર કરેછે. વીલાયતમાં દરેક ચુટણીની વખતે પારતીઓની હરીફાઈ જબરી હોયછે, અને અજાયબ રીતે તેઓ એકેકની અસરો તોડેછે. આવા સમેમાં જે ચપલ "Whip" તેની ફતેહ નીવડેછે. આ ઝાટકયાનું શું કામ તે આગલ બોલીશું. એટલુતો કેહેવું જોઈએ કે જેઓ ગેરવર્તણુકને માટે રદ થાયછે તેઓ ફરીથી ચુટી કઢાવાને લાયકના છે; તેઓ તદનજ રદ થતા નથી.

પારલામેન્ટની જાહેર ચુટણી વખતે વળી એકલી 'કનસરવેટીવ' અથવા 'લીબરલ' એસોશીએશનોજ પક્ષ ખેંચતી નથી. ઉમેદવારોની બાયડીઓ, દીકરીઓ, તથા પીત્રેણો વળી પોતાનો જુદોજ લાગવગ લગાડેછે. તેઓ ન્હાની તી-પારતીઓ કરેછે અને ગામડાંની પોતાની સઈઓને તથા પડોશણોને નોતરાં દઈ પોતાના ભાઈની ઉમેદવારી માટે તેમની મદદ માગેછે. જેઓ મંડલીની ચઢતી પદવીએ બેસનારાં, જેઓએ કોઈ દહાડે પોતાના ગરીબ ભાડુતો અથવા બીજા રેહેવાસીઓને મલવા

જવાનો માહવેરો નહીં,તેઓ એવી વખતે ઘરેઘર તેમની વીઝીતે જાયછે,અને પોતાના અતલગના સગા,ભાઈ અથવા દીકરાને માટે ('કેનવાસ') કરેછે. અને આ ઇંગ્રેજી રાજબંધણનું સૌથી સરસ ચરીત્રછે કે એથી ચઢતા તથા ઉતરતા વર્ગોને એકમેકસાથ ઓલખાણ તથા એખલાસ વધેછે, જે હમેશ સારાંજ ફલ દેખાડેછે. આબરૂવાલા ગરીબો સમજેછે કે તવંગરોને પણ તેમની ગરજ પડેછે, જેથી તેઓ પોતાનું સ્વતંત્રપણું તથા માન જાલવવાની બનતી કોશેશ કરેછે, કે આ તુમાખી ઉમરાવો તથા માતબરો સમજે કે તેઓ ગરીબ સરજ્યા તેથી કંઈ નીચ પણ સરજ્યા નથી. તેમની સભ્યતા, તેમના સારા ગુણો આવી વખતે તેઓ પુર જોરથી દેખાડવાને કોશેશ કરેછે. વળી માતબરો તથા ઉમરાવો જાણેછે કે આ સુધરેલા ઉધરતા ગરીબો સાથ તેમને કામ લેવાનું છે, વાસ્તે તેઓ બનતી સાવચેતીથી તેમના મતનો, તેમના જુસ્સાઓનો અનાદર કરતા નથી, પણ તેમને માન આપવાને શીખેછે. અને મી૰ ગ્લાડસ્તન બોલ્યોછે તેમ કેટલાક લોકો એક નાલાયક ઉમરાવને તેના વંશથી ઉતરતી આવેલી પદવીને માટે વધુ માન આપી બીજા લાયક ઉમેદવારો કરતાં કંઈ ઘણો મોહટોજ સમજી પારલામેન્ટમાં પસાર કરી આપેછે, અથવા તેના ચીમકી લગાવનારા બોલમાં બોલ્યે તો એક ઉમરાવની પદવીપર ફીદા થઈ કુતરાની માફક તેના પગ ચાટેછે, ("This sneaking kindness for a lord") તો પણ આપણે સારી પેઠે જાણેછીએ કે હાલના જમાનાની ઘણી ખરી લીબરલ તથા રેડીકલ ઇંગ્રેજી પ્રજા કેલવણીનાં મીઠાં ફલથી પૈસાવાલા માતબરોને તથા ગુમરાહા ઉમરાવોને વધુ માન આપવાને ઘણે દરજ્જે ઇનકાર કરેછે. તોપણ પચાસ ઉમરાવના દબાણ કરતાં એક ખુબસુરત સ્ત્રીનું દબાણ ઓરજ અને વધારે હોયછે, અને તેથીજ જાહેર ચુંટણી વખતે દરેક ઉમેદવાર પોતાની ખુબસુરતમાં ખુબસુરત સગી—વાહલીને પોતાના કસબામાં 'કેનવાસ' કરવા મોકલેછે, તથા પોતાની સાથે ગાડીમાં લઈ જાહેર જગાઓપર ફરવા નીકલેછે, કે લોકોનું તેનીપર વધારે ધ્યાન દોડે. અને એમ ઘણીવાર બનેછે કે કેટલાક ભોલા ખેડુતો તેણીની ખુબસુરતીપર ખેંચાઈને તેણીના સગાને માટે મત લખી આપેછે, અને કોઈ સાલેસ વાંચનાર જાણીને અજબ થશે કે ત્રીજા જીયોરજના વખતમાં નામીચી સર્વથી ખુબસુરત ડેવનશાયરની ઉમરાવજાદી, (Georgiana, Duchess of Devonshire), પ્રખ્યાત ગેનસબરોને હાથની જેણીની તસવીર સર્વથી મોંઘે દામે થોડાં વરસની વાતપર વેચાઈ હતી, પીત અને ફોક્સની પ્રધાન પદની હરીફાઈને વખતે, પોતાના પ્યારા તરફદાર ફોક્સની તરફેણમાં Canvas કરવા મોહલે મોહલે અને ચકલે ચકલે કેટલાક દીવસ તુલીક મોટી જેહેમતે, તથા પોતાના જાન માલની તથા આબરૂની દરકાર કીધા વગર બે સાહેલીઓની સાથે દોડતી ફરતી હતી, અને નીચમાં નીચ જગાઓપર રેહેનારા વોતરોને પણ વીઝીત આપવાને તથા પૈસા આપી ખુશી કરવાને ચુકતી ન હતી. કહેછે કે એક દોંગો દઈત જેવો ખાટકી, જેણે પૈસા લેવા તદન તુચ્છકારી કાઢ્યા, પણ તેણીના ખુબસુરત ગોલાબી ગાલોપર બે બોસા લેવાની ખુશી જણાવી, તેને તેના દુર્ગંધી હાથો તથા વાસમારતું અંગ છતાં ભર બજારમાં બે બોસા આપી ફોકસની તરફેણમાં તેનું મત ઉમેર્યું !

સને ૧૭૦૭ માં જ્યારે સ્કોટલંડ દેશને ઇંગ્લાંડસાથ જોડી નાખ્યો, ત્યારના (Union Act) યુન્યન એકટ પ્રમાણે સ્કોટલંડ દેશને સભાએ-આમમાં પીસતાલીસ મેમબરો તથા સભાએખાશમાં સોલ ઉમરાવો મોકલવાનો હક મલ્યોછે, તથા સને ૧૮૦૦ સાલમાં આયરલંડ દેશને મી૰ પીત પ્રધાને ઇંગ્લંડ સાથ જોડી નાખ્યો

ત્યારથી સભાએ આમમાં સો મેમબરો, તથા સભાએ ખાસમાં અઠ્ઠાવીસ ઉમરાવો તથા ચાર બીશપો નેમવાનો હક આ દુખી દેશને પણ મળ્યોછે. પણ પછવાડેથી આ બંને કાયદાઓમાં કંઈક ફેરફારો થયાછે. જ્યારે પેહેલા "યુનીયન એક્ટ"થી સ્કોટલંડનું Presbyterian Church અનામત રાખવામાં આવ્યું, ત્યારે બીજા "યુનીયન એક્ટથી" આયરલંડનું પ્રોતેસ્ટંટ દેવલ વેલાતના પ્રોતેસટંટ દેવલ સાથ જોડી નાખવામાં આવ્યું. આએ દેખઈતો ગેરઈનસાફ હતો. તેની ઘણીખરી પ્રજા કેથોલીક હોવાથી તેના કેથોલીક દેવલને સ્વીકારવું જોઈતું હતું, પણ તે વખતનો પ્રધાન તથા પારલામેન્ટ જુદાંજ મતનાં હતાં.

ઇંગ્લંડ સાથ જોડાવાની અગાઉ આયરલંડમાં ખુદ આઈરીશ પારલામેન્ટ રાજ કરતી હતી. તે ન્યારીજ હતી, તથા ચોકસ હદમાં દેશનો અમલ ચલાવાનો તથા કાયદા ઘડવાનો તેનેજ હક હતો. પણ જ્યારથી સને ૧૭૯૭માં વેલાત દેશને ધાસ્તીના કારણો મળ્યાં, ત્યારથી એને જોડવાની વાતો ચાલી, અને સને ૧૮૦૦ માં પીત પ્રધાને બંને પારલામેન્ટ જોડી નાખી ઉપલો સો મેમ્બરોનો હક બખસ્યો. પણ આ 'યુન્યન'થી આયરલંડને ઘણું ખમવું પડ્યું. તેના પ્રોટેસ્ટંટ દેવલને વેલાતના પ્રોટેસ્ટંટ દેવલ સાથ જોડી નાખ્યાથી તેની મુખ્ય આવકનો લાભ માત્ર પ્રોટેસટંટોને મલવા લાગ્યો, કારણ કે આઈરીશો કેથોલીક હોવાથી તેમના કેથોલીક પાદ્રીઓનો મોટો ભાગ વીખુટો પડી ગયો, કાંયકે પ્રોટેસટંટ બીશપતો પ્રોટેસટંટ પાદરીઓજ નેમે. વળી દેવલની આવકમાંથી જે નીશાલોને ઉત્તેજણ મલતું હતું તે પણ પ્રોટેસટંટ નીશાલોજ હતી. વળી આઈરીશ કેથોલીકોપર સરકારનો વીસવાસ ન હોવાને લીધે આયરલંડની સનદી નોકરીમાં મુખ્ય ભાગ ઇંગ્રેજોનો થઈ પડ્યો, તથા ખેતીવાડીને લગતા કામદાઓ, જે તેની તદનજ ખેતીપર આધાર રાખતી મુખ્ય પ્રજાને હીતેજ સ્થાવા જોઈએ તેને બદલે માતબર જમીનદારોને વધારે જોરમંદ કરે એવા કાયદા સ્થાપવામાં આવ્યા. એથી, હાલમાં જેમ હીંદુસ્થાનની રૈયત મુગીમુગી કચડાતી જાયછે, તેમ ત્યાંની દેશી પ્રજા કચડાતી ગઈ, તેમને પૈસે તથા મેહેનતે ઇંગ્રેજોને મોજ કરતાં જોઈ તેમને અદેખાઈ છુટી, ગરીબાઈ તેમનીપર જોર કરતી ગઈ, તથા વલી દુકાલના ભયાનક શેવટે તેમનો ઘણો ઘાણ કાઢ્યો. આથી તે દેશ ઇંગ્રેજની સામે બેદીલ થતો ચાલ્યો. વલી આયરલંડ દેશની પ્રજાનો મોટો ભાગ કાથોલીક હોવાથી તેમને મોટા ઓહ્દામાંથી બાતલ કરવામાં આવ્યા; એક કેથોલીકથી પારલામેન્ટની ઉમેદવારી થઈ શકે નહીં; ત્યાં જેઓ પ્રોટેસટંટ તેમને માટે જુદાજ કાયદા, તથા કેથોલીકોને માટે જુદાજ કાયદાઃ— એ પ્રમાણેનો અમલ ચાલવા લાગ્યો. કેથોલીકો ધીકારમાં આવી પડ્યા, તેમને કાયદાથી નીચા પાડવામાં આવ્યા. તેમના ઇનસાફમાં હમેશે ખલલ પડતી; કેથોલીક આઈરીશ તે કોઈ ગોલામ તુચ્છકારી કાઢવાજોગ પ્રાણી હોય તેમ ગણાવા લાગ્યો. આવી જફા (Persecution) તેમનો ચંચલ, આકડો, ઉડતો જીવ કદી ખમી શકે નહીં. તેઓ પચીસ વરસમાં તોફાન મચાવા લાગા, તેઓએ મકમ 'યુન્યન આઈરીસમેન'ની ટોલી બની હુલડનો જુનડો પ્રખ્યાત ડાનીયલ ઓકોનલની સરદારી હેઠલ ઉઠાવ્યો. એથી રાજા ચોથા જીયોર્જ તથા તેના એક પછી એક બદલાતા પ્રધાનોની તદન નાખુશી છતાં ૧૮૨૯ માં Catholic Emancipation Bill ડ્યુક ઓફ વેલીંગટનની પ્રધાન ટોલીને પસાર કરવાની નાખુશ ફરજ પડી. એથી કેથોલીકો પરની કેટલીક જંજીરો તુટી, તેઓ પારલામેન્ટમાં બેસી શક્યા, તો પણ રાજાની બાલ વ્યવસ્થામાં તેના કામ ચલાઉ અમલદાર (regent) તરીકે, તથા આયરલંડના સુબા તરીકે, તથા

ઇંગ્લંડ અને આયરલંડના વડા ઇનસાફી અમલદારની પદવીપર એક કેથોલીકને ન નેમવો એવું આ કાયદામાં બાહાલ રાખવામાં આવ્યું છે. અને જ્યારે લોર્ડ રીપનને મી૦ ગલાડસ્તને હાલમાં હીંદુસ્થાનના સુબાની પદવી આપી, ત્યારે આ કેથોલીક ઉમરાવની સામે કેટલું જહનુન ઉસકેરાયું હતું, તેપરથી પ્રીય વાંચનારનાં ધ્યાનમાં ઉતરશે કે હજુરપણ વેલાતના પ્રોટેસટંટોમાં કેથોલીકો સામે કેટલું જહનુન સમાયલુંછે, તથા હાલના વાજબી અમલ તલે તેઓ આટલું જહનુન દેખાડેછે, ત્યારે આગલના કેટલાક આપખુદ અને શરમ ભરેલા અમલોની વખતે તેમનીપર કેટલી જફા ગુજરી હશે !

સને ૧૮૪૭ ના જબરા ત્રાસદાયક દુકાલથી હજારો આઇરીશોએ દેશ છોડી અમેરીકામાં વાસો કીધો. તેમની જમીનો તથા જાગીરો સરકારને સ્વાધીન થઇ, તથા વલી જેઓ દેશમાં રહ્યા હતાં તેઓપણ ગરજના માર્યા જમીનો વેચવા લાગ્યા. હીંદુસ્તાનની દોલતથી તરતના તર થયલા તે વખતના વેપારીઓ તથા માતબર સીવીલ્યનો આયરલંડમાં ઉતરી પડ્યા. એથી આઇરીશો જાણે પોતાની જમીનથી પણ વીખુતા પડ્યા. તેઓ આ માતબરોના ભાડુત તરીકે ખેડણી કરવા લાગ્યા. જમીનપર તેઓ તરેહવાર મરામત કરાવતા, ઈમારત ઉઠાવતા, કુવાઓ ખોદાવતા, તથા સુધારા કરતા પણ તેમનામાંના કેટલાક માતબર ધરવાલાઓ આવી મરામત જોઇ તેમની પર ભાડુ ચડાવા લાગા. આ જુલમથી તેઓ કંટાલવા લાગ્યા, તોપણ જમીન મુકીને તેમનેથી જવાતું પણ નહીં, કારણકે તેઓએ જે જે સુધારા કર્યા હતા તેનો બદલો કોઇબી રીતે તેઓને કાયદાથી મલતો ન હતો. " નફામાં દો જુતીયાં "—એ તેમનો હસાબ થઇ પડયો. એથી આયરલંડની ઘણીખરી રૈયત રાજસામે બેદીલ થઇછે, તેઓ પોતાની આગલી પારલામેન્ટ પાછી માગેછે, તેઓ પોતાનું રાજ રાણીના છાંયાતલે પોતાના સ્વાધીનમાંજ પાછુ માગેછે. આ પોતાના અસલ વહીવટની માગણી તે Home Rule 'હોમ રૂલ' કેહેવાયછે.

તોપણ આપણે આટલું તો કેહેવું જોઇએ કે આગલી આઇરીશ પારલામેન્ટ પોતાના દેશી લોકોના હક જાલવવાને ખરી તતપર હતી. તેના સભાસદોના ભાષણો જે આઇરીશ સુભાખીતપણાના ખરા નમુનાછે તેવાં ભાષણો આજે નામીચા સભાસદો પણ કરી શકતા નથી. નામીચા ગ્રેટનના ભાષણો ખરે સુભાખીત હતાં. દેશની દાઝનાં ભરપુર ભાષણો, જે દરેક વાંચનારનું દીલ ઉસકેરી શકે—તેવાં આજે કવચીતજ સંભલાયછે. આઇરીશ લોકો એનેથી મગરૂર હતા, પારલામેન્ટમાં એને બાબજા માન મલતું હતું. આઇરીશ પારલામેન્ટમાં તે એક સરદાર તરીકે વખણાતો હતો, અને તેના જોરાવર ભાષણોનો નાદ આખા દેશમાં પરગમ મીસાલ પરખાઇ રેહેતો હતો. વલી એજ આઇરીશોના આગેવાનો ઓકોનલ, કરન, શીલ, કંઇ ઓછા બાહોશ ન હતા. આજે આપણે મી૦ ગલાડસ્તન તથા મી૦ બ્રાઇતના ભાષણો વાંચી મગરૂર થઇએછીએ, પણ આ આગલા આઇરીશોના ભાષણો આપણને વધારે મગરૂર કરે એવાંછે. ડયુક ઓફ વેલીંગટન, બર્ક, ગ્રેટન, કરન, શીલ, પલનકેત, ઓકોનલ, એ આઇરીશ તવારીખમાં ઓગણીસમી સદીની સરૂઆતના પંકાયલાં નામોછે. કયો આઇરીશ, કયો ઇંગ્રેજ, કયો દેશી, આ નામોથી મગરૂબ થશે નહીં! ખરેજ ઇંગ્રેજોના કરતાં આઇરીશો વધારે ચંચલાઇવાલા કેહેવાયછે. ઇંગ્રેજી વીદ્યા એલમને શોભા આપનારા કવીઓ, ફીલસુફો વગેરે જે નામાંકીત નામો આપણે જાણીએ છીએ તેમાં કેટલાં બધાં આઇરીશ નામોછે !

આઇરીશ લોકો સાફ કહેછે, અને તે માનવાને કારણ પણછે કે મી૦ પીત પ્રધાને આ-

આયરલંડની પંકાયલી પારલામેન્ટના ઘણા ખરા સભાસદોને લાંચ રૂસવત દેખાડી, તથા માન મોભા વધારવાની કબુલાત આપી તેમની પાસ 'યુન્યન'નો ઠેડાવ પસાર કરાવ્યો. પણ નામીચો ગ્રેતન, જેણે આ પારલામેન્ટ સને ૧૭૮૨ માં સ્થાપેલી હતી, અને જે તેની પ્યારી બાલકી માફક ગણાતી હતી, તે સને ૧૮૦૦ના આ ઠેડાવની વખતે ઘણોજ નાતવાન, દુર્બલ, તથા આજારી હતો, તોપણ વીકલો પ્રગણા તરફથી તેને તે વખતે આઠ કલાકમાં ચુંટી કાઢવામાં આવ્યો, અને સભા જ્યારે ઠરાવપર તકરાર કરતી હતી તે વખતે એકાએક અરધી રાતે પારલમેન્ટમાં સોગંદ લઈ બીરાજયો. જેવોતે બીરાજયો તેવાજ દરેક સભાસદે અને વાઇકાઉન્ત કેસતલરે જેવા પ્રધાને ટોપી ઉતારી ઉઠી ઉભા થઈ માન આપ્યું, જોકે પ્રધાન ટોળીવાળા સારીપેઠે સમજતા હતાકે સભામાં તેમની સામે તે શીંહ નર પેરે આવી ઉભોછે. તરતજ જે સભાસદ ભાષણ કરતો હતો તેણે ચુપકીદી પકડી, અને શરનસીન પાસ નાતવાનીને લીધે બેસીને બોલવાની રજા માગી, ગ્રેતને બે કલાક સુધી એવું જોરાવર ભાષણ કીધું કે પ્રધાન ટોળીવાલાઓ સર્વ ધ્રુજવા લાગ્યાં. તોપણ કંઈક બીજી અસરોને લીધેજ ખુદ આઇરીશ પારલામેન્ટમાં આયરલંડને ઇંગ્લંડ સાથ જોડી નાખવાનો ઠેડાવ થોડાં વધુ મતથી પસાર થયો. આ ઠેડાવથી આયરલંડ દેશે એવું એક નમુન રાજબંધણ ખોહ્યું છે કે જે મેલવવાને માટે ગમે તેવાં ફુર ફાંફાં તેના દેશીઓ મારે તોપણ ઇંગ્લંડ તેમને તેમના દેશની જુદીજ પારલમેન્ટનું રાજબંધણ બખશવાનું નથી. તેમનો તે એક કમબખ્તીનો દીવસ હતો કે જ્યારે પ્રજાની પ્યારી મંડળીને પોતાના મુખ્ય શેહેરમાંથી તેમણે જાણે કાઢી મેલવાનો ઠરાવ પસાર કીધો. જે પારલમેન્ટનો અમલ પ્રજાના ખજાનાપર, પ્રજાને માટે શુભ કાયદા ઘડવાપર, તથા તેમને સુખી અને સંતોષી રાખવા સ્થાપેલો હતો તેજ સ્વતંત્ર પારલામેન્ટને તેમના મુખ્ય સભાસદોએ હાથથી જતી મેલી. અને જ્યારે ઇમપીરીયલ પારલામેન્ટમાં—ઇંગ્લંડ, સ્કોટલંડ, તથા આયરલંડની સામતી શેહેનસાઈ પારલામેન્ટમાં—મી૰ ફોક્સની એક દરખાસ્તપર કંઈ તકરાર ચાલતી હતી તે વખતે એક હુલ્લું મેમ્બર ડાકટર ડાઇગનને આઇરીશ કેથોલીકો સામે એક જબરો હોમલો કીધો. ગ્રેતન, જે આ પારલામેન્ટમાં "Member for Ireland" 'મેમબર ઓફ આયરલંડ'ને નામે પંકાતો હતો, તેણે એક સુભાખીત ભાષણમાં એવો તો ઉપલા મેમ્બરનો જાહસ્યો કાઢ્યો, કે બીજે દહાડે બીચારા ડાકટર ડાઇગનની રમુજી ઠેકડી દરએક અખબારમાં પ્રગટ થઈ. એક આપ્રમાણે રમુજી રીતે દોડેછે—

Of many wondrous facts we've heard,
Such as—a woman with a beard,
Or fishes flying o'er the sea,
Or cat that could with mice agree;
But all these wonders lose their force,
And are no more than things of course,
Compared with what last night took place,
A blush on Paddy Duigenan's face!

આ ડાઇગનને જવાબમાં ગ્રેતને પોતાની આઇરીશ પારલામેન્તે ચૌદ વરસમાં જે જે નાદર કાયદાઓ ઘડ્યા હતા તેનું બયાન કીધું, તથા તેના મૃત્યુનું રૂદન કીધું તે બહુ અસરકારક છે.

"The Parliament of Ireland"! he exclaimed, "of that assembly I have a parental recollection; I sat by her cradle; I followed her hearse. In fourteen years she acquired for Ireland what you did not acquire for England in a century–freedom of trade, independency of the Legislature, independency of the Judges, restoration of the final Judicature, repeal of a perpetual Mutiny Bill, Habeas Corpus Act—a great work! You will exceed it and I shall rejoice!"

વળી એની પછીનો પ્રખ્યાત ઓકોનલ કંઈ નબલો બોલનાર ન હતો. તેનું દાંગુ દઈત જેવું અંગ, તેનાં હીલતાં ચમકતાં પાપણો, તેનું હસતું મોહ, દરેક સાંભળનારને તેની તરફ ખેંચતું હતું. આગળ વીસતારેલા કેથોલીકોપર પડતા જુલમોની સામે એ બલત્વારીથી લડ્યો હતો. એણે "આઈરીશ કેથોલીક એશોશીએશન" ઉભી કીધી, તથા દરેક ઘરધણી પાસે આ એસોશીએનનો પોકારો ઉઠાવવાના ખરચને માટે ભાડું ઉઘડાવતો હતો. સને ૧૮૨૮ માં કલેર પ્રગણાના વોતરોએ એને પારલામેન્ટમાં બેસવાને માટે ચુંટી કાઢીયો, પણ એ કેથોલીક હોવાથી પ્રોતેસ્ટંટ સોગંદનામુ સઈ કરી ન શકવાથી પારલામેન્તમાં બેસતાં અટકયો. આથી દેશમાં શોર મચી રહ્યો, આઈરીશો તોફાન મચવા લાગા, અને જેમ મી૰ બરેદલો હાલ કરેછે તેમ પુશ્કળ ધામધુમ પારલામેન્ટ તથા પ્રધાનોની સામે કર્યાથી, તથા હુલ્લડ અને ઉસકેરણી ભર્યાં ભાષણો કીધાથી ડયુક ઓફ વેલીંગતનને, આગળ કહ્યું તેમ, Catholic Emancipation Bill પસાર કરી કેથોલીકોને પારલામેન્ટમાં દાખલ થવાનો હક બખશ્યો. અને મને આશા છે કે Parliamentary Oaths Bill સુધારવાથી મી૰ બરેદલો સને ૧૮૮૨ ની સેશનમાં બીરાજશે ખરો. પારલામેન્ટમાં ડાનયલ ઓકોનલ એક રમુજી મેમ્બર ગણાતો હતો. અને મશ્કેરી ભરેલી વાતોથી તથા ચાલાઓથી તે આખાં હાઉસને હસાવતો હતો. આઈરીશ દેવલને ઇંગ્લંડના દેવલથી અલગુ રાખવાની એ તરફેણમાં હતો, તથા એવા પક્ષકારોની મંડળીનો આગેવાન હતો. વલી આયરલંડને ઇંગ્લંડની જુસરીમાંથી છુટું પાડવાની એ તરફેણમાં હતો, તથા એ બાબદ વીશે (Repeal of the Irish Union) એણે સખત મુજાહેમત ભર્યાં ભાષણો કીધાં હતાં. આથી એનીપર રાજ સામે બલવો ઉઠાવવાનો વાંક મેલવામાં આવ્યો, જે વખતે આઈરીશ જહનુન ખુબ ઉસકેરાયું હતું. તે વખતે એણે પોતાનો ખુદ જાતે બચાવ કીધો તેનું ભાષણ ઘણુંજ નાદર હતું. તેણે પોતાના દેશીઓપર પડતી જફાઓનો તુલોતવીલ હેવાલ કહી સમજાવ્યો, તથા આ તોહોમતનો તદન ઈનકાર કીધો. તોપણ તેને એક વરસનાં સાદાં કેદખાનાની તથા વીસહજાર રૂપીયાનાં દંડની શીક્ષા કરવામાં આવી. પણ અપીલપર આ શીક્ષા ઉમરાવોની સભાએ ઉરાડી નાખી તથા ચુકાદો રદ કરી એને છુટો કીધો હતો.

પણ સને ૧૮૩૭ ના "આઈરીશ મ્યુનીશીપાલ બીલ"ની તકરારને વખતનું નામીચા શીલનું અસરકારક સુભાખીતપણું યાદ આવેછે. લોર્ડ ચેનસેલર લીનડરસ્તે સભાએ ખાશમાં આ તકરાર દરમેયાન એક બેવકુફ ભાષાણમાં આઈરીશમેનોને ઇંગ્રેજોની બરાબર સ્વીકારવાને ના પાડયું. તે બોલ્યોકે તેઓ "ધર્મમાં, દેશમાં, ન્યાત, જાતમાં, ઓલાદમાં, તદનજ પારકા શખ્સો જેવાછે," તથી ઇંગ્રેજોની માફક સુધરેલી મ્યુનાસીપાલ બોરડોનો હક તેમને ન મલવો જોઈએ. આથી આયરલંડ દેશને ચટકો લાગ્યો, તેના દેશીઓ દીલથી દુઃખી થયા, તેમને અપમાન લાગ્યું, તેમના સભાસદોને પારલામેન્ટમાં બેસવું ભારી પડયું. પણ બીજજે દહાડે, જયારે ઉપલો બોલનાર લોર્ડ લીનડરસ્ત સભાએ આમની ઉમરાવ ગેલેરીમાં હાજર હતો, તે વખતે શીલે તેની તરફ જોરથી તાંકીને એક તકરારપર આ વાત છેડી કે "આ વળી કયો ઉમરાવ આઈરીશ લોકોને કેહેવા નીકલ્યોછે કે તેઓ ન્યાત જાતમાં ધર્મમાં ઇંગ્રેજોના કરતાં જુદાછે? હે ખોદા! આજે તેઓ જુદા, પારકા લેખાયછે! શું આરથર ડયુક ઓફ વેલીંગતન ઉમરાવની સભામાં હાજર ન હતો, અને તે કાંય નહીં ઉથીને બોલ્યો કે સબર! આ પારકાઓને ખરી ફરજ બજાવતાં મેં જોયાછે? તે કંઈ જલદીથી

તપી જાય એવો માણસ નથી, તેના લડાયક સ્વભાવપર ખરી ચાકરી તથા મરદાનગી સીવાય, બાજી ઠાલી શેખીયારી અસર કરી શકે નહીં, અને તેનાં આવા દૃઢ મન છતાં જયારે તેણે પોતાના હમજાતીઓપર—અમે આઈરીશો તેના હમજાતીઓ છીએ—આવા સર્વથી સખત મુજાહેમત ભરેલા શુખનો પોતાના સાથીને મોહડેથી સાંભલ્યા, ત્યારે તેણે યાદ કરવું જોઈતું હતું કે તેની કીર્તીના હીસ્સામાં અમારો મુખ્ય ભાગછે. જે જે લડાઈઓ, ઘેરાઓ તથા વીઘણો તેણે ફતેહમંદીથી પસાર કીધાંછે તે સર્વ તેની યાદદાસ્તમાં આવવાં જોઈતાં હતાં, તેની પેહેલી ફતેહથી તે છેલ્લી નામાંકીત ફતેહસુધી કે જે નામાંકીત ફતેહથી તેનું નામ અમર કીર્તી ભોગવેછે—અસેની લડાઈથી તે વોતરલુની લડાઈ સુધી જે આઈરીશોથી તમારાં (પારલામેન્ટ તરફ ફરીને બોલ્યો) લશકરો ભરપુરછે તેઓ તેની કીર્તીના અમર સાથીઓછે. કહોકે જે ફોજની કતારો લડાઈમાં આગલ કદીબી હટેલી નહીં તે ફોજોની કતારોમાં કયા જોરાવર હાથોએ વીમેરાના મેદાનમાં પોતાના ભાલાઓ પસાર કીધા? કહોકે કયા હીંમતવાન જીવપર આવેલા સીપાઈઓએ બેડેજોસની ટેકડીઓ કુદાવી તથા તેની ખાડીઓ મુડદાંથી ભરપુર કીધી? વીમેરા, બેદેજોસ, સાલામાનકા, આલબુરા, તુલુ, અને છેલ્લી સર્વથી મોટી વોતરલુના મેદાનની ફતેહ ડયુક ઓફ વેલીંગટનના મનમાં યાદ આવવી જોઈતી હતી," અને સર હેનરી હારદીનજ જે તે વખતે શીલનીપાસે બેઠેલો હતો, તેની તરફ ફરીને શીલે પોકાર ઉઠાવ્યો, "કે તમે સર હેનરી હારદીનજ તે વખતે વોતરલુના મેદાનમાં હાજર હતા, વાસ્તે તમને બરાબર યાદ હશે, માટે કહો કે જયારે યુરોપના રાજયોનો જીવ સતોસતનો વખત હતો, જયારે હજારો મુડદાં ઢગલા બંધ પડતાં હતાં, જયારે ફ્રેન્ચ તોપખાનું અત્યંત ચાલાકીથી સત્યનાશ વાલતું હતું, જયારે તેના હજારો સ્વારો પોતાના શુરા સરદારના અવાજથી તથા ધામધુમથી ઉસકેરાઈને ઇંગ્રેજોપર હોમલાપર હોમલા કરતા હતા, જયારે એક કદમ પાછું હઠવું તે આખાં લશકરની ખુવારી કરવા બરાબર હતું, ત્યારે કહોકે આ પારકાઓ—આ આઈરીશો કદી હઠયા હતા? અને જયારે છેલ્લી અચુક ઘડી આવી લાગી, અને જે લશકરને અત્યાર લગન કબજામાં રાખ્યું હતું તેને તેના નામીચા સરદારે જે અમર બોલોમાં તુટી પડવાનો હોકમ આપ્યો, ત્યારે કહોકે આ તમારાં પંકાયલાં દેશના ઇંગ્રેજોની પેઠેજ શું આઈરીશો લડયા ન હતા? ઇંગલંડ, સ્કોટલંડ, તથા આયરલંડના દેશીઓનું લોહી તે વખતે એકજ ઝરામાં વેહેતું હતું, અને એકજ રણને ભીજવતું હતું. જયારે સરદ સવારનો પોહોર ફાતો, ત્યારે આ ત્રણે દેશના મુરડાંઓ સાતે ભેલાયલાં ઠંડાં પડેલાં હતાં; એકજ મોટા ખોહમાં તે સર્વ સાથે સુતા હતા; હાલ વસંતરૂતુની બલીહારીમાં તેમની ભેલી મતીમાંથી અનાજના લીલા છોડ ઉગેછે, તથા તેમની એકાંતવાસ ઘોરના મંડલપર હાલ રાતનો દવ ઝરેછે! દરેક જોખમમાં તેઓ ભાગ્યા હતા, ત્યારે તમારી કીર્તીમાં શું તેમને ભાગ લેવા ન દેશો? અને આવાં સંકટ વેઠયા છતાં, અમારૂ લોહી તમારા દેશના બચાવ ખાતર રેડ્યા છતાં, ઉપકારને બદલે, આવા તાનાજાણીના સુખનો બોલી તમે શું બદલો આપોછો?"

જયારે શીલે આ હોમલો લોર્ડ લીનડરસ્ત પર સરૂ કીધો, ત્યારે સભા તદન શોર મચાવા લાગી હતી, પણ જયારે તેની જબાનનું જોર પુર ચાલાકીથી વચલા ભાગમાં લડાયક જોહનથી ખીલી નીકલ્યું, ત્યારે સભામાં ખાવા બેઠેલા તથા ભટકતા મેમ્બરો વટીક દોડી આવ્યા અને આખી સભા માનથી ચુપકીદી પકડી સાંભલવા લાગી, તથા જયારે છેલ્લા ભાગમાં આ શૂરા સીપાહબચ્ચાઓનું રૂદન તેણે કર-

ણારસથી ગાયું ત્યારે સભાનો તદનજ રડી પડે તેવો શોકાતુર દેખાવ પ્રગટ પડ્યો.

અને આ સર્વ આઇરીશ ચીતાર અતરે તપકાવાનું મને એટલુંજ કારણ કે હાલમાં આયરલંડમાં ચાલતા ફીતનાને માટે ત્યાના કેટલાક દેશહીતકારીક નરોને આઈરીશ તવારીખથી બીનવાકેફ કેટલાક દેશી છાપાવાલાઓ નાહેક વગોવેછે, તથા ગેરવાજબીપણે "ફીતુરી બલવાખોરો"નાં નીચ નામો તેમને લાગુ પાડી તેઓ ઇંગ્રેજોની માત્ર ખુશામત કરેછે. જેઓ દેશાની હાલત સમજેછે,તેઓ કદીબી એમ બોલે નહીં, કારણકે આયરલંડને વાહલાંમાં વાહાલા હકો જે પચાસ વરસની અંદર બખશવામાં આવ્યાછે, તથા આયરલંડને માટે જે શુભ કાયદાઓ ઘડવામાં આવ્યાછે, તે સર્વ હકો તથા કાયદાઓ હજારો કાલાવાલા, અરજીઓ તથા મીનતજારીથી પણ ન આપ્યા ત્યારે, ઇંગ્રેજની સામે બલત્વારી ચલાવ્યાથીજ મલ્યાછે. એમાં વાંક ઇંગ્રેજી અમલનોછે, આઇરીશોનો નથી. અને જોકે હાલની પ્રધાનટોલી આગલીનાં કરતાં હજાર ગણે ભલીછે, તોપણ આ આઈરીશ દેશ હીતકારીઓ હદથી જીયાદા મગજ ફેરવેછે તે અત્યંત દલગીર થવા જોગછે. તેમની હીંમતને, તેમનાં દેશ હીતકારીપણાને, તથા તેમની દેશાની દાજને વખાણનારા ઘણાછે, અને તે ખુદ દરેક કેલવાયલો ઇંગ્રેજ કે દેશી વખાણી શકે, તથા નકલ કરી શકે એવાંછે. આગલ ઓકોનલને પણ એમજ વગોવવામાં આવતો હતો, પણ હાલ ઇંગ્રેજો પોતે તેની હીંમતની તથા તેના દેશ હીતકારીપણાની જાબજા તારીફ ગાયછે, અને એજ પ્રમાણે આ આઇરીશો જે દાર મચાવેછે તેઓ જો ખુની હથ્યારો, ડાઇનેમાઇટ તથા કાપાકાપી વગેરેને પડતાં નાખી, હુંલરઇ તજી, ઠંડેપણે પોતાનો દસ્ત બેસાડે, તથા દેશાની પર પડતાં સંકટો પુર હુશયારીથી દરસાવી તેમનું તારણ માગે તો હવે પછી તેમની તારીફ પણ થયા વગર રેહેશે નહીં. અને આપણે જોયું છે કે—Catholic Emancipation Bill, Irish Municipal Bill, Bill for the Disestablishment of the Church of Ireland, Irish Land Bills of 1870 and 1881 વગેરે કાયદાઓ કંઇ ઇંગ્રેજોની રેહેમથી ઘડાયા નથી. પણ આઈરીશોના તોફાનને તથા હીંમતને આધીન થઇ વેલાતી પારલામેન્ટે નાખુશીથી પસાર કીધાછે. એ સઘલાવીશે લખવાનું ઘણુંછે, પણ તેની જગા અતરે કરવી કઠણપડે. તોપણ મી○ ગલાડસ્ટનને તથા લીબરલ ટોલીવાલાઓને માન ઘટેછે કે આયરલંડના દુખો સ્વીકારવાને તેઓ એકકા હતા, તથા પોતાના અમલમાં તેમનું નીવારણ કરવાને પણ તેઓ કંઇ ઓછા આતુર જણાતા નથી. સને ૧૮૬૮ માં મી○ મેગાયર નામે એક સભાસદની તકરાર પર તો મી○ ગલાડસ્ટને Irish Church Disestablishment માટે જે સજર વીચારો કહી સંભલાવ્યા હતા તેપર તે વખતનો મી○ ડીજરાયલી પ્રધાન ગુસ્સે થયો હતો, પણ આખરે તેને એજ તકરારપર આજેજ થવાથી પ્રધાનપદનું રાજીનામું આપવું પડ્યુ હતું તે ઘણા વાંચનારાઓને યાદ હશે.

આપણે લેન્ડ–લીગની સભાઓને હીંદુસ્થાનમાં બેઠા બેઠા ધીકારીએછીએ, પણ આપણા પોતાના દેશમાં તેમની કેવળ કેટલી જરૂરછે તેપર આપણા ધોતાલ દેશહીતકારીઓ આંખ વીચી બેઠાછે. જયારે આયરલંડમાં માતબર જમીનદારોનો ખેડુતોપર જુલમછે, કે જે સરકાર રફતે રફતે તાલવા માગેછે, ત્યારે આપણા પોતના દેશમાં ખેડુતોપર સરકારનો કેટલો જુલમ છે તે ઇંગ્રેજો પોતે સ્વીકારેછે! The Deccan Agriculturist's Relief Act તદન નીરજીવ થઈપડ્યોછે, અને તેને સુધારવાને મી○ગીબ્સ બીજું બીલ પસાર કરાવનારછે. દેશીઓ માટે મોટા મોટા ઓહદાઓ, તથા સ-

નદી નોકરી તદનજ બંધ પડ્યાંછે, અને "ઇન્ડીયન મેડીકલ સરવીસમાં" જવાના હક્કપર પણ તરાપ પડનારછે. શું હીંદુસ્થાનમાં હીમ્મતવાન, દેશહીતકારી, દેશીઓ નથી ?

મી० શ્રીનલેડને આયરલંડના બાબમાં એક ચોપાન્યું છપાવ્યુંછે, જેમાં તે કેટલાંક ભાડુતોના દુખનું તથા માતબર જમીનદારોના જુલમનું એક ત્રાસદાયક ચીત્ર આપેછે. તે લખેછે કે કેટલાક જમીનદારો તો પોતાના ભાડુતના આંગપર એક સારો અંગરખો તથા બદીઆન પણ જોઈ શકતા નથી. વળી જો કોઇ ભાડુતે પોતાનાં ઘરને નવો રંગ લગાડ્યો હોય, અથવા છાપરાંપર નવી ઝાવલીઓ નખાવી હોય તો તેની કંબખતીજ. તેનો ઘરવાલો તેને બજારમાં મોહડે ચડીને કહેછે કે આવી આબાદ હાલત છતાં તે ઘણું ઓછું ભાડું આપેછે વાસ્તે તે વધારવું જોઇશે ! તે ગમે તેવો કરજમાં ડુબેલો હોય, પણ સારાં કપડાં પેહેરીને ફરે, અથવા છાપરાંપર નવી ઝાવલીઓ નખાવે તો તેના ઘેરવાલાની આંખમાં ખુટવાની ! વળી તે લખેછે કે કેટલાક જમીનદારો તો એવા જુલમી હોયછે કે કસાકસીના વખતમાં જ્યારે એકેક ભાડુત એકેક સામે ચડાવો કરેછે ત્યારે ઘેરવાલો પોતાના ભાડુતના નફામાંથી પણ ખાવાની વેતરણ કરેછે.

"Instances are cited of men with good coats and vests met at market by landlord or agent and told that such evidences of prosperity show that they can bear another rise. A new coat of thatch or fresh white-washing of the house has often, I am assured, brought a revaluation. Sometimes the landlord puts in a claim for the profits of the tenants." ( Landlords and Tenants in Ireland.)

વળી આયરલંડનો દાખલો પકડીને ઇંગ્લંડ તથા સ્કૉટલંડના ખેડુતોપર પડતાં જુલમનો કંઇક ઇનતેખાબ બાહાર પડ્યોછે. સ્કૉટલંડના એબરદીન તથા રોસ પ્રગણાઓમાં તો ખેડુતો આઇરીશોની માફકજ ઘેર ધણીઓની સામાં થઈ બેઠાછે ! વેલાતની "ફારમર્સ એલાયન્સ" નામની મંડલીએ એક નવા કાયદાનો ખરડો ઘડી કાઢ્યોછે જે આવતી પાર્લામેન્તમાં તકરારપર આવનાર છે, અને લંડનનું નામીચું "ઇકોનોમીસ્ત" પત્ર લખેછે કે જ્યારે કાયદાને અનુસરીને ચાલનારા સ્કૉચ લોકો આવાં પગલાં ભરવા માંડેછે, તે તેમનાં સંકટો કેવાં કરડાં હશે તેની એક અસરકારક શાહાદત છે.

"The temper of helpless discontent in which the English and Scotch farmers have hitherto regarded their accumulating misfortunes is giving place to a more resolute and aggressive attitude. The Farmer's Alliance which represents the most intelligent elements in the English agricultural class has declared emphatically in favour of Free Trade; but it has, at the same time, given expression to the extreme dissatisfaction of its constituents with the present law of tenure, and instructed a committee to prepare for introduction into parliament a drastic scheme of reform. In Scotland, the movement has taken a more menacing shape, and some of its developments bear an unpleasant resemblance to the procedure which the Irish Land League has made notorious * * * * * It is to be hoped that the good sense of the Scotch farmers may be relied on to check the spread of these illegal demonstrations; but that they should have occurred at all in a country, where under ordinary circumstances, the sacredness of contracts and the supremacy of the law are accepted without question or reserve, shows the severity of the strain to which Scotch agriculture is being exposed."

( Economist, 24th September 1881.)

આઇરીશ હોમરૂલરોની પારટીનો, તથા

તેમનાંપર પડતાં વીઘ્નોનો, અને તે વીઘ્નો મટાડવા માટે તેમને દેખાડેલી હીંમત તથા સુભાખ્યીત પણાનો કઈક કંમત્રીન ચીતાર આપ્યા પછી આપણે લીબરલ તથા કનસર્વેટીવ પારટીઓની હરીફાઈપર આવ્યે છીએ. આગલા વખતમાં એ બંને પારટીઓની વલાણ તદન જુદી હતી, પણ હાલમાં તો તેઓ માત્ર એલકાબથીજ જુદાછે, બાકી બંનેનાં કામો તો એક સરખી રીતેજ પ્રજાહીતને અર્થે રચાયછે. અને વીલાયતના રાજબંધણનો ચીતાર લખનાર કોઈબી ગ્રંથકાર્તાને આ એક મુશીબત થઈ પડેછે કે તેનાં રાજબંધણમાં હમેશ કઈને કંઈ ફેરફારો થવાથી તે સ્થિર હોતુ નથી, કે જેથી તેનીપર પુરતી ચુનોચરા અથવા લખાવત થઈ શકે. અને એજ કારણને લીધે તે એક "unwritten law" માફક ગણાયછે, જેથી તે સમજવાને અઘરૂ,–કાંકે કઇ મુસ્તકીમ લખાવત કંઈજ નથી, કે જેની પરથી ઉતારા કરીને પણ તે સમજાવી શકાય. અને એજ પ્રમાણે તોરી અથવા કનસરવેટીવ, તથા વીહીગ અથવા લીબરલ નામો શા આધારપરથી અપાયાંછે તેપણ ચોકસ રીતે મુકરર થઈ શકતું નથી. અને તોપણ મારાં એક આગલાં પુસ્તકમાં* મેં જે કઇ એસારો કર્યોછે તેજ સારને વળગી રેહેવાનું હું દરૂસ્ત વીચારૂં છું. પેહેલા ચાર્લસ રાજાના વખતમાં અપ્રમાણીકપણું જુઠઈ, લંપટઈ, તથા વેહેમોને ધીકારનારી જે પ્યુરીતન ટોલી ઉભી થઈ હતી તેમને પોતાનાં સ્વચ્છ નીતીમાન ફરમાનોથી પુશ્કળ સારાં માણસોને પોતાની સંફમાં ખેંચ્યાં હતાં, અને એ રાજાના અમલમાં ચાલતું અંધેર કારખાનું અટકાવવા માટે, તથા તેમના પક્ષવાલી પાર્લમેન્ત સામે તેના કાવાદાવા માટે સામા થઈ એ ટોલીવાલાઓએ રૈયતનું જહનુન રાજા સામું ઉસકેર્યું હતું. એનું પરીણામ ઇંગ્રેજી તવારીખનો દરેક વાંચનાર જાણેછે.

લશ્કર પાર્લામેન્તની સંફમાં આવી ગયાથી આ રાજાને નાસી જવું પડયું હતું, તેને પકડવાનો હોકમ નીકલવાથી રાજાને પોતે ખેંચેલાં જુજ લશ્કર સાથે પાર્લમેન્તની સામે યુદ્ધ મચાવવું પડયું હતું, પણ આખરે તેની હાર થઈ, અને પાર્લમેન્તનાં બોહલાં મતથી તેને ગરદન મારવામાં આવ્યો હતો. ઇંગ્રેજી તવારીખ કંઈ કોરડી, ધોલી નથી, તેમાં શીહા ધાબાં ઘણાંછે, પણ તે સર્વથી શીહા ધાબાઓમાં આ રાજા ચાર્લસને ગરદન મારવામાં આવ્યો તે વખતનો સફો તેની અપકીર્તીવાન કાલામાં કાલી બાજુ દેખાડેછે. એ રાજા જાતે અમીર માણસ હતો, પણ આર્ચબીશપ લોડ. જે પ્યુરીતન તોલાનો હરરતો શત્રુ હતો, તેને સંફમાં લેવાથી, તથા સર ચાર્લસ વેન્તવરથ જેવા પ્યુરીતન ટોલીના આગેવાનને સ્ત્રેફરડનો ઉમરાવ બનાવી તેના લોભી મનને પોતાની સંફમાં ખેંચવાથી તે રૈયતને અકારો પડયો. વળી અગીયાર વરસો તલીક પાર્લમેન્ત બોલાવવા વગર આપખુદ રાજ ચલાવવાથી તથા પ્યુરીતનોને ખરાબે હાલ કરનારી સ્તાર ચેમ્બર, તથા મોટા વાંકોની તપાસ કરનારી હાઈ કમીશનની કોરટમાં પોતાનાં લાગવગ્યાઓને સ્થાપવાથી તેના જુલમાત સામે ભારે જોસ ઉસકેરાયું હતું. અને આ પાર્લમેન્ત તથા રાજા વચેની ઝપાઝપીને દરમ્યાન બાદશાહની તરફવાલા તેના ભત્રીજાઓ શાહજાદા રુપરત અને મોરીસ, લીનડસે, ન્યુકાસ્તલ, તથા મોનતરોસના ઉમરાવો વગેરેના મલન્યાઓ તથા સાથીઓ 'રોયલીસ્ત' અથવા પાદશાહની તરફવાલાના એલકાબથી ઓલખતા હતા, ત્યારે એસેક્સ અને મેનચેશ્ટરના ઉમરાવો તથા હેંપદન, ક્રોમવેલ, સર થોમસ ફેરફેક્સ વગેરે પ્યુરીતન ટોલીવાલાઓ 'પાર્લમેન્તરી'ના એલકાબથી ઓલખાતા હતા.

પણ સને ૧૬૪૮ માં ડયુક આફ હેમીલતનના લાગવગ તથા ઉસકેરનીથી સ્કાટલંડ દે-

(* વીલાયતના કવીશ્વરો, સફે. ૮૦–૮૧.)

શાનાં કેટલાંક પ્રગણાઓ રાજા ચાર્લસની તરફેન થઈ ગયાં, તથા તેમના પુષ્કળ દેશીઓ આ ડ્યુકની સરદારી હેઠલ ઇંગ્લંડપર ચડી આવ્યા. તે વખતે સ્કાટલંડના પશ્ચીમ તરફના પાહાડી પ્રગણાના પ્રેસબીતરીયન લોકો, જેઓ આ રાજાએ તેમની પ્રેસબીતરીયન બંદગીઓમાં આગલ કંઈ ફેરફાર કરવાને ફરજ પાડી હતી તેથી તેને ધીકારતા હતા તેઓ, આરગાઈલના પંકાયલા હાઈલેંડરો સાથ મલી જઈ મુખ્ય પાયતખ્ત એડીંબરો શેહેરપર ચઢાવો લઈ ગયા. રાજાની સામી પારટીના આ સ્કાચ ચડાવાને " Whiggamore Raid " કરી કેહેવામાં આવેછે, કારણ કે આ બાહાદુર સ્કાચો જેગાડાંઓમાં મુસાફરી કરતા હતા તે ગાડાંઓના હાંકનારો જલદી પુગવાને માટે, આપણા ભાડુતી અતરેના રેંખલા વાલાઓ બલદની પુછડી મરડી બરાડ મારેછે તેમ, પોતાના ઘોડાઓને 'Whig-Whig' પોકારમારી જલદી ચલાવતા હતા. સ્કોચ ભાષામાં 'વીહીગ' બોલનો અર્થ 'ચાલ-ચાલ' કરી થાયછે. એપરથી આ રાજાની સામેની પાર્લમેન્તની અથવા પ્યુરીતન ટોલીને મશ્કરીમાં 'વીહીગ' એલકાબ આપવામાં આવ્યો જે અત્યારસુધી તેમને સર ચોંટ્યોછે, તથા રાજાની તરફેણયા રોયલીસ્તોને 'તોરી' (Tory) કેહેવામાં આવ્યા, કારણ કે તેમનું મુખ્ય લશ્કર આઈરીશ ભાડુત્યાઓનું હતું, અને તે વખતની આઈરીશ જબાનમાં લુચ્ચા, ચોર તથા રાહામારૂઓને 'તોરી' કેહેવામાં આવતા હતા.

પણ પછવાડેથી જેમ જેમ આ પાર્લામેન્તરી ટોલીવાલાઓ દેશમાં નામદારી મેલવતા ગયા, તેમ તેમ રાજા રાણીઓ તેમને જાગીરો બક્ષી ઉમરાવની પદવીપર ચડાવતાં ગયાં. અને આવા જાગીરદાર વીહીગ ઉમરાવો તથા ખાનદાનો વેલાયતમાં આજે કંઈ થોડાં નથી. તેઓ રાજદ્વારી બાબદમાં પુષ્કળ અમલ ધરાવેછે. વળી બીજા ચાર્લસ રાજાના તખ્તનશીન થવાથી પ્યુરીતન ટોલીવાલાઓનું બલ પડી ભાગ્યું, કાંયકે પેહેલા ચાર્લસના આ દીકરાએ પોતાના બાપ સામે આ ટોલીવાલાઓએ દેખાડેલાં જહનુન માટે અદાવત રાખી, પોતાના રાજમાં તેમને નીચા પાડ્યા, તથા પ્યુરીતન ટોલીવાલાઓનાં સ્વચ્છ ફરમાનોનો અનાદર કરી તેમને ચીડવવા ખાતર દરેક જાતનાં ઇત્તર અને દુર્ગુણી વ્યસનોમાં રૈયતને પડવાને પોતાના દાખલાથી ઉત્તેજણ આપ્યું, અને રોયલીસ્ત અથવા તોરી ટોલીવાલાઓનું માન અકરામ વધારી તેમને ઉમરાવ બનાવતો ચાલ્યો. એથી કરી તોરી ઉમરાવોનો તથા તેમના સાથીઓનો પણ બોહલો વર્ગ પંથરાયો. પણ બ્રનસ્વીક વંશના એક પછી એક આવતા જીયોર્જીસ રાજાઓના જરમન અમલ વખતે રાજદ્વારી બાબદમાં પ્રજા મુખ્ય ભાગ લેતી ચાલી, અને વીહીગ ઉમરાવો તથા ખાનદાનો, જેઓ રાજદ્વારી સુધારાવાલા ગણાતા હતા તેઓ પોતાની માતબર મતાથી મગરૂબ થયાથી પ્રજામાંથી 'લીબરલ' અથવા રાજસુધારાની ટોલીનો એક નવો વર્ગ ઉભો થયો, તથા વળી એ રાજસુધારાની સામે, અસલ રાજબંધણ તથા રીતભાતને વલગી રેહેનારા જુના વીચારવાલા, અથવા 'કનસર્વેટીવ' ટોલીનું મંડાણ થયું. હાલમાં કેટલાકો ધારેછે તેમ પારસીઓ, જેઓ પોતાની સ્ત્રીઓને બુટ મોજાં પેહેરાવી તથા ઇંગ્રેજીનું કંઈક લેભાગુ જ્ઞાન આપી લીબરલ અથવા સુધારાવાલામાં ખપેછે, પણ તેમની સામે થતો જુના વીચારવાલો બાપદાદાની રીતભાતોને અનુસરીને ચાલનારો મોટો વર્ગ કુદરતીજ છે, તેમ આ ઉપલો મુકાબલો સમજણમાં ઉતરી શકશે.

પણ વીહીગ ખાનદાનવાલાજ આ લીબ-

રલ ટોલીનાં આગેવાનો હોવાથી, તથા આ લીબરલ ટોલીએ જે સુધારા આરંભ્યા તે વીહીગોને પસંદ આવવાથી તેઓ એકમેક સાથ મળી જઈ હાલમાં લીબરલ ટોલીના સાધારણ નામથીજ ઓલખાયછે; તોપણ અજમાસ પરથી આપણે જોઈએછીએ કે લીબરલ ટોલીવાલાઓ તથા તેમના આગળ વધેલા સાથીઓ, જેઓ ( Radical) રેડીકલ ના નામથી ઓળખાયછે, તથા જેઓ રાજાની તથા એક હાઉસ ઓફ લૉર્ડસની ગરજ ના પાડેછે, તેઓ જ્યારે ઉમરાવોના લાભોપર તરાપ મારેછે ત્યારે હમેશ ઘણાખરા વીહીગો લીબરલોથી અલગા રહી સામી પક્ષમાં ભરાયછે. અને ઉમરાવો પોતાના હકો તથા લાભોને જલોની માફક વલગી રેહેનારા હોવાથી તેઓ ગરીબ ખેડુતોના ફાયદા માટેના કાયદાઓની પણ સામા થાયછે, અને તે આપણે છેલ્લાં આઈરીશ લેન્ડ બીલ વેલા જોયુંછે, જ્યારે રાણીનો વેહેવાઈ ડયુક ઑફ આરગાઈલ તથા લોર્ડ લેન્સડાઉન મી॰ ગલાડસ્તનની કેબીનેતમાંથી નીકલી જઈ પોતાની વીહીગ લાગણી દેખાડી શકયા હતા. અને તોરી ઉમરાવો તથા ટોલીવાલાઓનો તો નિયમજછે કે ચાલતા કારભારમાં નવા સુધારાવાલાઓની પુરી દેખરેખ રાખવી, તથા અસલ શાહાનશાહેત, ઉમરાવો, તથા ધર્મગુરૂઓના વહીવટને વલગી રેહેવું. એથી તેમના આગળા આગેવાનો પ્રજાને બોહલા હક આપતાં બીહતા હતા, તથા જમીનદારોને દબાવવામાં, તથા ખેડુતોને ચડાવવામાં દેશને નુકસાનકારક સમજતા હતા. કારણકે જો પ્રજા—જેનો ઘણોખરો ભાગ અભણ, ટુંક વીચારવાલો હોયછે તે પ્રજાને જો બોહલા હક આપી રાજમાં બલવાન કીધી તો પછી તેઓ જો છેડાય તો શાહાનશાહેત તથા ઉમરાવ તથા **ધર્મગુરૂઓના રાજને** કોઈ દહાડે ઉંધુ મારે. પણ જ્યારે સને ૧૮૬૭માં તેમના ધુનધી આગેવાન મરનાર લોર્ડ બીકન્સફીલ્ડે નવું રીફૉરમ બીલ પસાર કરી પુષ્કળ પરાંઓને ચુટણીનો હક વધારી આપ્યો, તથા ચુટી કાઢનારાઓની સંખ્યા પણ અગણીત કીધી, ત્યારથી આપણે જાણતા આવ્યા છીએ કે આ બંને લીબરલ તથા કનસર્વેટીવ ટોલીઓ રૈયત જે જે ભલા કાયદાઓ માગે તે ના પાડે નહીં તથા તેઓ રૈયતના તથા રાજનાં ભલાંને અર્થેજ પ્રધાનપદ માંગવા આવેછે. પણ તેમનામાં જે મતફેર પડેછે તે ઘણુંકરીને દેશાવરની રાજનીતિ ( Foreign Policy ) માટે પડેછે. દેશના રાજ્યકારભાર ( Home Legislation ) પર તો ક્વચીતજ મતફેર હોયછે, કારણકે દેશને કેવા કેવા કાયદાઓની જરૂર છે તે બંને ટોલીવાલાઓ સારીપેઠે પીછાનેછે, જેથી ગમે તે ટોલી પ્રધાનપદપર હોય, તોપણ તેમને તો દેશનાં જહનુન, દેશની માગની પ્રમાણે અમલ કરવાની ફરજછે, નહીં તો તેમને ટકી શકવું મુશ્કેલ થઈ પડે. કારણકે દેશનું પ્રજામત હજારો રસ્તે પ્રગટ પડેછે, અને તે એનાં રાજબંધણની એક મુખ્ય ખુબીછે. વીલાયતની પાર્લામેન્તમાં બીરાજનારા મેંમબરો અનેક પ્રકારના, અનેક રાજનીતીની હીમાયત કરનારા, અનેક લાભોને સાચવનારા, જુદી જુદી પ્રકૃતીના હોયછે. કોઈ રેલવે ખાતાંનો અભ્યાસી, કોઈ લશ્કરની બારીકી જાણનાર, તથા ખુબીખામી પીછાણનાર, કોઈ દરીયાઈ ખાતાંનો અનુભવી, કોઇ ન્યાયશાસ્ત્રી, કોઈ ખરાબ વ્યસનો ટાલનાર, કોઈ મંડળીના હકો તપાસનાર, કોઈ રૂનો, કોઈ કાપડનો, કોઈ દારૂનો વેપારી, વગેરે સંખ્યાબંધ હાલતો જાણનાર તથા પીછાનનાર મેંમબરો ત્યાં બીરાજેછે. અને પાર્લામેન્તમાં તકરારપર આવતી કુડી બંધ બાબદોમાં કોઈ એવી ન હોય કે જેનો ખાશ અભ્યાસી( specialist ) તેમાંથી મળી ન આવે. અને આ પાર્લામેન્તની ખુબી એજ છેકે તેમાં બેસનારા ૬૫૮ મેંબરોને દરેક સવાલપર બોલવાનો હકછે, અને પારટીની હરીફાઇને લીધે ત્યાં કોઈની ખુશામત, કોઈનો

લાગવગ કોઈનું ખોટારૂ અજવાલામાં આવ્યા વીના રેહેજ નહીં. અને આ પારટીની હરીફાઈનું સાંધણ એક પ્રધાનપર કુદરતી આંકોશછે, જેની બરોબરી કરનારો આંકોશ બીજાં કોઈ રાજમાંથી એટલી સંપુર્ણ રીતે મળી શકતો નથી. Her Majesty's Opposition પ્રધાન મંડળીની માફકજ વખણાયછે, અને તેઓ આગળા પ્રધાનો પોતેછે.

જયારે કોઈ દરખાસ્ત પાર્લામેન્ટમાં મુકાયછે, પણ જે દરખાસ્તને પ્રધાનમંડલ ટેકો આપતું નથી, પણ તેની સામા થાયછે, અને જો તે એક ચોકસ રાજનીતીનો, અથવા ટોલીનાં કાનુનો ભંગ કરનારો સવાલ હોય તો તેઓ તેની સામે પોતાની આખી 'મેજોરીતીથી' લડેછે, પણ જો તેઓ હારી જાયછે તો સભાનો તેમની પર વીસ્વાસ નથી એમ સમજી તેઓ તરતજ પાર્લામેન્ટ મુલતવી રાખવાની દરખાસ્ત કરી રાણીને પાર્લામેન્ટ બરખાસ્ત કરવાની સલાહ આપેછે. જેથી એકદમ નવી ચુટણીનો વખત જાહેર થાયછે. અને ઘણું ખરૂં કોઈ કાયદાના કાનુનપર, કોઈ આરંભેલી લડાઈની રાજનીતીપર, કોઈ સમાપ્ત થયલી લડાઈના અંત વખતે, કોઈ કોલકરાર અથવા રાજયોના બંદોબસ્તોપર, કર વધારવાની દરખાસ્તપર, અથવા એવાજ બીજા ગોટા હીંગામોપર, જયારે સામી ટોલીવાલા 'ઓપોસીશન મેમબરો' તેમના કામને બનતી જોગવાઈએ વગોવેછે, તથા તેમની સામે જોરાવર તીખાં ભાષણો કરી પ્રજામત ઉસકેરેછે, અને પાર્લામેન્ટનો તેમની પર વીશ્વાસ નથી એવા ઠપકાની દરખાસ્ત મુકી, તેમને જો હરાવે તો ઉપર કહ્યું તેમ પ્રધાનો પાર્લામેન્ટ બરખાસ્ત કરવાને રાણીને સલાહ આપેછે. અને પાર્લામેન્ટમાં તેમની સામે વધુ મત પડવા છતાં તેઓ તપાસી જોવા માગેછે કે પ્રજા તેમનાં કામને પસંદ કરેછે કે નહીં. આથી નવી ચુટણી કરી તેઓ નવી પાર્લામેન્ટ બનાવેછે, અને તેમાં જો પ્રજાએ તેમની વીરૂધ મત બાંધ્યું હોય, અથવા તેમની પક્ષના મેમબરોને પુરતા ચુટી કાઢ્યા ન હોય તો તેઓ રાજીનામું આપેછે. કારણકે એક પ્રધાનથી પાર્લામેન્ટમાં તેની 'મેજોરીતી' હોય તોજ રાજ ચલાવી શકાયછે, અને ૬૫૮ મેમબરોમાંથી પંચોતેર આઈરીશ હોમરૂલરો બાદ કરતાં તેની સંફમાં નજદીક સાડી ત્રણસો મેમબરોની 'મેજોરીતી' ખરી હોય તોજ ટકી શકાય છે. આઈરીશ હોમ રૂલરોપર વીશ્વાસ રાખી શકાય નહીં; તેઓ ડામાડોલ છે; ઘડીમાં કનસર્વેટીવ, તો ઘડીમાં લીબરલ ટોલીની સંફમાં ઢલી પડેછે. જે ટોલી પાર્લામેન્ટમાં તેમની તરફથી જબાં હાલવેછે તેમનીપર તેઓ કુરબાન થાયછે, પણ તેમણો ભરોસો નહીં, કાંયક જો તેમની ખામીઓ કાઢવામાં આવી તો બીજેજ દહાડેથી રૂસઈ જઈ સામાવાલાઓની તરફમાં ભરાયછે. એથી કરીને એક લીબરલ પ્રધાનની સંફમાં ૩૫૦ લીબરલો, અથવા એક કનસર્વેટીવ પ્રધાનની સંફમાં ૩૫૦ કનસર્વેટીવો જોઈએ, કે જયારે તેમને દબાવવાને માટે કંઈ પણ સવાલ તકરાર પર આવે કે પોતાની મેજોરીતીથી તેઓ સામી પક્ષને હરાવી શકેછે, પછી તે પક્ષમાં સઘલા હોમરૂલરો કાંય નહીં ભરાયા હોય. ઓપોસીસન મેમબરોનો તો કાયદોજછે કે પ્રધાનોની ખામીઓ આશકારા કરી બારીકમાં બારીક તથા નીરજીવ સવાલોપર ચુનોચરા કરી પ્રધાનોની સામે વધારે મત મેલવી પોતે પ્રધાનપદપર આવવાની તજવીજ કરે. અને એથી રાજ ચલાવનાર મંડળપર આંકોશ રેહેછે કે તેઓ કંઈ પણ ગેરવાજબી અથવા ખોટુ કરે નહીં કારણ કે તેમને તેમની આબરૂ વાહાલીછે, જે સામાવાલાઓ તોડી પાડવાની વેતરણમાંજ ફરતાં ફરેછે. અને આ વીલાયતના રાજમંત્રીઓ (statesmen) જેટલી દરકાર પોતાની આબરૂની કરેછે તેટલી બીજાં કસાની કરતા નથી. તેઓ પૈસાવાલા હોયછે,તેઓ દેશ દુનિયાથી સુખી હોયછે, તેઓ

વગવાલા હોયછે, તેઓએ વીદ્યા એલમમાં પોતાનું નામ કાઢેલું હોયછે; તેઓ તો માત્ર ફીર્તીનાજ ભુખ્યાછે. અને જયારે બીજાં રાજોનાં પ્રધાનો તથા રાજમંત્રીઓમાં અદાવત તથા લાંચ રૂસવતના દાખલા આપણે સાંભલ્યેછે, ત્યારે આ વીલાયતની બાબદમાં ખસુસ કરીને આપણને કહેવું જોઇએ કે તેના આગલાં તથા હાલના રાજમંત્રીઓ દેશની દાજ હૈડે ધરનારા, ખરા દેશહીતકારીઓ છે.

પણ કેટલીક વખતે એમ બનેછે કે અરધા કનસર્વેતીવો ને અરધા લીબરલો પાર્લામેન્ટમાં વેહેચાઈ ગયલા હોયછે, જેથી વોત સમતોલ થાયછે, અને ત્યારેજ રાજ્યની લગામ હાથમાં લેનાર પ્રધાનને આઈરીશોની ખુશામત કરવી પડેછે. એવે સમે પ્રધાનની સંફમાં આઈરીશ વોત હોય તોજ તે અમલ ચલાવી શકે. એવે વખતે આઈરીશોની કબુલાતોને તેને આધીન થવુ પડેછે, અને એમ જો ન કરે તો તે રાજ ચલાવી શકતો નથી. એવા હીંગામપર ઘણા રાજમંત્રીઓ રાજની લગામ લેવાને ના પાડેછે—કે આઈરીશોની ખુશામત કોણ કરે. અને અસલથી એવું ચાલતું આવેલુંછે કે જે પ્રધાન ઓહ્દો છોડે તેને છોડતી વખતે રાણીને સલાહ આપવાની ફરજ છે કે કોણને પ્રધાન પદને વાસ્તે બોલવવો. અને જયાંસુધી ચોકસ કોઈ અમલદાર રાજની લગામ હાથમાં લેવાને બંધાય નહીં ત્યાંસુધી પેલા રાજીનામુ આપનાર અમલદારથી લગામ છોડાય નહીં. એવે વખતે રાજનીતીપર ઘણાં ચુથણાં પડેછે, પ્રધાનને પ્રજાનો વીશ્વાસ રાખવો ભારી પડેછે, અને જો કોઈ એવા અમલદારના હાથમાં રાજ જાય, કે જેને પાર્લામેન્ટ પસંદ કરે નહીં તો તેને પણ પ્રધાનપદ છોડવું પડેછે. એવે સમે એક ચાલાક રાજા અથવા રાણીની બનતી મદદ જોઇએછે.

પાર્લામેન્ટની સભાએ—આમ તો મુખ્ય મંડળી ગણાયછે, અને સભાએ—ખાસ તેનેથી ઉતરતી મંડળી ગણાયછે. સભાએ—ખાસને કઈ પણ કાયદાઓ ઘડવાને હક નથી, તો પણ તેમનો સર્વેથી સરસ હક એ છે કે સભાએ—આમના પસાર કરેલા દરેક કાયદાપર તેમની મંજુરીયાત જોઇએ, તથા તે કાયદાઓને રદ કરવાનો અથવા ફેરફાર કરીને પાછા મોકલવાનો તેમને અખ્તયારછે. અને ઘણી વખત બંને હાઉસ વચે આ મારામારીનું સાંધણ થઈ પડેછે. તો પણ સભાએ—આમનાં હુજતી કામોપર તે એક આંકોશ રાખનારી મંડળીછે. પણ ખરૂ જોતાં તે એક ઠાલી ફાંફીયાફી ભરેલી મડળી લાગેછે, અને ઉમરાવોએ દેશમાં પોતાનો જે કબજો બોહયો છે તે પણ તેમની સુરતી, તેમની ફાંફીયાફી તથા તેમનાં અભણપણાને લીધેજછે. બાકી આજે પ્રજાની સભાએ આમ તેમની પર ખાતી જાય એ શક ભરેલુંછે. અને ઉમરાવો પોતે પણ પોતાની આલસુ હાલત બીછાનેછે. તેઓ જોકે આમની સભામા બેસનારા મુખ્ય કોમનરો કરતાં ચડતી પંક્તિનાછે, તોપણ તેમની ઉમરાવ મંડળી સભાએ આમ કરતાં ઉતરતી છે. તેમનો સરકારપર આંકોશ કઈ નથી; તેમનેથી કાયદા ઘડાયનહીં; એક પ્રધાન મંડળ પરનો તેમનો ગેરવીસવાસનો ઠરાવ આમની સભાની મેજોરીતીપર મસ્ત પ્રધાન પોતાની જુટીએ નુછી કરેછે; તેમનું ખરચ, આવક તથા હીસાબપર કઈ ચાલતું નથી; તેઓ માત્ર એક revising, watching committee માફક સભાએ ખાશમાં બીરાજે છે. હાલમાં તેઓ પોતાની સભાની કઈ દરકાર પણ કરેછે; બાકી આગલ તો તેઓ મુદલ દરકાર પણ કરતા ન હતા. તેમની સભામાં પ૨૨ ઉમરાવો બીરાજે છે. રાજાના ખાનદાનનો એક ડ્યુક ( Duke of Cambridge), પાદશાહી ખાનદાનના ત્રણ નબીરાઓ* (Princes of the Blood Royal), બે ધર્માધીપતીઓ (Archbishops), ઓગણત્રીસ ડયુકો, એકત્રીસ મારકુવીસો,

* રાણીનો ચોથો છોકરો પ્રીન્સ લીયોપોલ્ડ જે એકવીસ વરસની ઉમરે પુગોછે, અને જેને રાણીએ થોડા મહીના થયા આલબેનીનો ડયુક બનાવ્યો છે તે પોતાના ડયુકના ખેતાબની રૂહે સભાએ ખાશમાં બીરાજશે.

એકસો એંસી અરલો, ચાલીસ વાઈકાઉન્ટો, ચોવીસ બીશપો, બસો બેરનો, એ અપીલ સાંભલનારા ઉમરાવો, મલી પાંચસો બાર ઉમરાવ સભાસદો થાયછે. આયરલંડના ૨૮ તથા સ્કૉટલંડના ૧૬ ઉમરાવોને એ ગણત્રીમાં સામેલ કીધાછે. આયરલંડ તથા સ્કાટલંડમાં બીજા તો ઘણા ઉમરાવો છે, પણ એ દેશોને ઉપલીજ સંખ્યા મોકળવાનો હક હોવાથી તેઓ દરવરસે પોતાની મંડળી ભરી કોણને મોકલવા તે મુકરર કરેછે. અને આવી મોટી સંખ્યા છતાં જયારે આપણે જાણયે છીએ કે સભામાં કોઈ વખત વીસ ઉમરાવો હાજર રેહેછે, ત્યારે તેમનું રાજદ્વારી જહનુન કેટલુંછે તે જણાયછે. પણ તેઓ આવાને પણ શું કરે ? માત્ર તકરાર કરે. તેજ. તેમની અખત્યારી રાજપર જુજછે, અને જે ગણત્રીના સભાસદો આવેછે તેમાં ચાલુ ઉમરાવ પ્રધાનો તથા આગલા પ્રધાનો ઓપોસીશનમાં બેસેછે. તેમની તકરાર ચાલાક હોયછે, તેમની તકરારો રાજમાં સારી આસર કરેછે, પણ જેમની સતા કમ તેમની કોઈ દરકાર કરતું નથી. આગલા વખતમાં તો સભામાં આવવાને બદલે તેઓને Proxy ની મારફતે મત આપવાનો અખત્યાર હતો, પણ એ કાયદો થોડાં વરસ થયાંજ રદ થયોછે, અને તેથીજ કોઈ પારતીની તકરાર વખતે આપણે તેમનું મોટું સરઘસ બેઠલું જાણયે છીએ. તેમનામાં પણ રાજનીતીનો મતફેર હોયછે; તેઓ પણ પારતી જહનુન ધરાવેછે. પણ હાઉસ ઓફ લોર્ડસનો ઘણો ખરો ભાગ કનસર્વેટીવ છે, અને દેખઈતું છે કે રાજનીતીના બાબમાં માતબર જમીનદારો તથા ઉમરાવો નવા નવા સુધારાઓને તથા કાયદાઓને ધીકારેછે, અને તેમની સુસ્ત લાગણીને જુની ચાલતી આવેલી રસમો પસંદ હોયછે. અને એથીજ કરીને એક લીબરલ પ્રધાનને હાઉસ ઓફ લોર્ડસ ઘણી મેહનત આપેછે, અને વળી ઘણા ખરા લીબરલો તથા રેડીકલો એજ કારણને લીધે તેમની સભાના ભાગા તુટા હકપર તરાપ મારવાની વેતરણમાંજ ફરેછે. જો હાઉસ ઓફ લોર્ડસનું ચાલતું હતે, જો હાઉસ ઑફ લૉર્ડસનો અવીશ્વાસનો ઠરાવ એક પ્રધાનને ઉઠાડી મુકવાને પુરતો હતે તો, આજે મી૦ ગલાડસ્તનનું પ્રધાન પદ ઉડી જાય, કાંયકે હાઉસ ઑફ લોર્ડસમાં તેની મેજોરીતી માત્ર ૧૭૫ ઉમરાવની ગણાયછે, અને માર્કવીસ ઑફ સાલસબરીની ૩૦૦ ઉમરાવની મેજોરીતી ગણી શકાશે. વાસ્તે કોઈબી પારટીની તકરારપર મી૦ ગ્લાડસ્તન હાઉસ ઑફ લોર્ડસમાં હારી જાય એ તો સ્વભાવીકછે, પણ તેથી ઉપર કહ્યું તેમ તેનીપર કંઈ અસર થાય નહીં.

સભાએ આમના ઉમેદવારોને લગતી ભાંજગડ, અથવા કસબાઓની અદલાબદલી વગેરેનો હક સભાએ-આમ ધરાવેછે, તેમજ સભાએ-ખાસ ઉમરાવોને પોતાને લગતી બાબદો તથા તેમના ખેતાબો વગેરેની ભાંજગડ ચુકવવાનો હક ધરાવેછે. વળી તેમની સભાથી ઠરાવેલી એક Judicial Committee સર્વથી છેલ્લી અપીલોનો ફેસલો કરેછે. કોર્ટ ઑફ ચેન્સરી, કુવીન્સ બેન્ચ, તથા સેસનસ કોર્ટનાં દરેક ચુકાદાને અપીલ પર રદ કરવાને તથા ફેરફાર કરવાને તેમની આ ઉમરાવ કમીટીને અખત્યારછે. આ એક મોટી સગવડ છે અને વળી ઘણીજ અકલ પસંદ નેમણુક છે, કારણકે દેશનો સર્વથી હુશયાર કાયદા શાસ્ત્રી (Lord Chancellor) એમાં શરનશીન તરીકે બીરાજેછે.

સને ૧૮૫૬ માં આપણી નામદાર રાણીએ વીદ્વાન, કામેલ, તથા ચડતી પંકતીના કોમનરોને ( life peers ) લાઈફપીયર્સ બનાવવાની મરજી જણાવી હતી, પણ તે હાઉસ ઑફ લોર્ડસને મુદલ પસંદ આવ્યું નહીં. તે વખતના પ્રધાને સર જેમ્સ પાર્કને બેરન વેનસ્લીડેલનો ખેતાબ જીંદગી સુધી આપી ઉમરાવની સભામાં મોકલ્યો,

પણ ઉમરાવોએ અસલી કાનુનોને વલગી રેહી, આ માત્ર જીંદગી તુલીક હક ભોગવનાર ઉમરાવને પોતામાં લેવાને સાફ નાપાડી. આવી નેમણુકોથી સુસ્ત મંડળીમાં તાજુ લોહી ઉમેરાતે, તથા તે વધારે પ્રકાશતે, એમાં તો કશો શક નથી, પણ આ ગોઠવણ તેમને પસંદ આવી નહીં. જેમ C. S. I. અથવા K. C. B. વગેરેના ચાનો નામદાર સરકાર બક્ષે છે, અને તે મેલવનારાઓને તે ખેતાબ ભોગવવાનો માત્ર તેમની હૈયાતી સુધીજ હકછે, તેમજ આવા ઉમરાવો પોતાની હૈયાતી સુધીજ ઉમરાવનો ખેતાબ ભોગવી શકે, પણ તેમની પછી આવનારા તેમના પુત્રોને તે ઉમરાવનો ખેતાબ જેમ બીજાઓનાં કુટુંબમાં ચાલેછે તેમ, વંશપરંપરા મળે નહીં. અને જોકે બેરન વેનસ્લીડેલને તો કાયમ ખેતાબ બક્ષી રાણીએ ઉમરાવોમાં ઉમેર્યો, પણ સભાએ ખ્રાશનાં તદન ઉલટાં મતને લીધે તે વખતના પ્રધાનોએ એવીશે જોર મારવાના અખાડા કીધા. રાણી જો પોતાના પાદશાહી હકથી ( prerogative ) એમ કરવા માંગતે તો કરી શકતે, પણ પ્રધાનોએ તેણીને તેમ સલાહ આપવાનું દરૂસ્ત ધાર્યું નહીં. એક રાજ કર્તા રાજા અથવા રાણીનો પાદશાહી હક એટલો તો મોટો અને વીસ્તીર્ણછે કે તેણી જે કરવા માગે તે કરી શકે. એ વીશે આપણે આગલ બોલીશું. અને જોકે ઉમરાવોને ઉપલી ગોઠવણ પસંદ આવી નહીં, પણ તે એવીતો નાદર છે કે તે અમલમાં આવતે તો ઉમરાવોનું માન વધારે જલવાતે, કારણ કે હાલના ઉમરાવોમાં કેટલાકો તો એવા છે કે જેઓ સરસરાત ભાષણ કરવાને અશક્તછે, કેટલાક એવાછે કે જેમની લાગણી માત્ર આપમતલબમાં સમાયલી છે, અને કેટલાક એવાછે કે જેઓએ પાંચ વરસમાં સભાએ ખ્રાશમાં પાંચ ફેરા પણ ખાધા ન હશે. વાસ્તે જો આવી મંડળીમાં નવા, ચાલાક, હુશયાર, ઉમરાવ તરીકે પોતાનું નામ ખરેજ કીર્તીવાન કરે એવા જે અગણીત માતબર કૉમનરો પડેલાછે, તેમનામાંથી જો ઉપલી ગોઠવણ પ્રમાણે દર વરસે થોડા થોડા શખ્સોને ઉમરાવની હૈયાતી સુધીની પદવી બખશવામાં આવે, તો તેઓ હાઉસ ઑફ લોર્ડસને ખરેજ હાલનાં કેટલાંક પુતલાં કરતાં વધારે શોભા આપે, તેમની કાબેલ્યત હાઉસને મદદગાર થઈ પડે, તથા હાલમાં કંઈ જમીનને લગતા ધારાઓ વખતે ઉમરાવોમાં જે એકલપેટાપણું આપણે જોઈએ છીએ તે આવા હમેશરીકોની કાબેલ અને અપક્ષપાત વલાણથી દુર થાય.

હાલમાં ચાલતી રીત પ્રમાણે એક પ્રધાન પોતાના લાગવગ્યા અમલદારોને તથા તેના મદદગારોને રાણીના પાદશાહી હકથી ઉમરાવ બનાવી શકેછે. એ કામ તે હદમાં રહીને બનાવેછે, નહીંતો તેનીપર નાલેસીભરેલાં લખાણો થાય. અને ખરૂ જોતાં તો એમાં નાલેશી સીવાય બીજું કંઈ નથી, કારણકે તમુને સતા મળી ને તમે તમારા સગાઓને તથા મીત્રોને ઉમરાવ બનાવો, તેમાં કંઈ લાયકી ગણાય નહીં. પણ જો કાયદામાં ઠરાવ્યું હોય તે પ્રમાણે લાયકીવાલા પુરૂષોને આવી પદવી તેમની જીંદગી તુલીક અથવા વંશપરંપરા આપો તો તેમાં પદવી આપનારનું તથા લેનારનું માન વધેછે. વાસ્તેજ હાલમાં ચાલતા રેવાજ પ્રમાણે કોઈ પ્રધાન દરવરસે પોતાના થોડા થોડા મીત્રોને પદવી ખતાવે તો તે પણ એક જાતની નાલેસીજ ગણાય. અને જોકે એવા ઘણા પોતાનાજ મલત્યાઓને મી૦ ગ્લાડસ્તને આગળ તેમ હમણાં પણ ઉમરાવ બનાવ્યાછે તે હું નાપાડતો નથી, પણ મરનાર લૉર્ડ બીકન્સફીલ્ડેતો જાણે અતેરૂ કીધું હતું, કારણકે પોતે પોતાની સતાથીજ ઉમરાવ બન્યો એટલુંજ નહી, પણ પોતાના સેક્રેટરી મી૦ મોનતેગ્યુ કોરીને ઉમરાવ બનાવી સભાએ ખ્રાશમાં બેરન રોટનને નામે બેસાડ્યો. અને ચાલાક મી૦ લો, જેને ગયે વરશેજ મી૦ ગલાડસ્તને બેરન શરબ્રુક બ-

નાવી ઉમરાવ સભામાં બેસાડ્યોછે, અને જેની વીદ્યા તથા કેળવણી પુરતી આશકારા થઇછે, તેને કોઈ અટકચાલા શખ્સે મશ્કરીમાં પુછ્યું કે આવી નેમણુકનો કોઈ દાખલો આગલ બનેલો તેને યાદછે, ત્યારે તેણે પુરાના અર્ધા ઘેલા રોમન રાજા કેલીગ્યુલાનો દાખલો આપ્યો કે તે રાજાએ પોતાના એક પ્યારા ઘોડાને ઘેલાપણાની જુમમાં સીરીયાનો નાયબ સુબો નેમવાને હુકમ આપ્યો હતો! બેરન રોટનની ઉમરાવ પદવીપર આ જબરા ટીકાછે, પણ તેનું ખરાપણું કોણ ના પાડશે. અને ગમે તેવી નેમણુક, ગમે તેવી રાજનીતીની સામે એક રાજા અથવા રાણી વીચાર ધરાવતાં હોય, પણ તેવોનો અખત્યાર કંઇજ નથી, અને એક પ્રધાન જેમ સલાહ આપે તેમ ચાલવાને તથા નેમણુકો કરવાને તેમની ફરજ હોવાથી તેઓથી બોલી શકાતું નથી; માત્ર તેમને સઇનું બીલાડું ચીત્ર આપવાનીજ સત્તાછે. જો નવા ઉમરાવ બનાવાનો શીરસ્તો એમ હોય કે સામી પારટીના લાયક ગૃહસ્થોને પણ એક પ્રધાન ઉમરાવ બનાવે તો તેમાં લાયકી તપાસેલી કેહેવાય, પણ જો પોતાની તરફેણ વાળાઓનેજ તે ઉમરાવની પદવીપર ચડાવે તો તેમાં મારા સમજવા પ્રમાણે એક જાતની નાલેસી સમાયલીછે. વળી વંશાપરંપરા ઉમરાવ પદવી બક્ષવાનો બીજો ગેરફાયદો એ છે કે કેટલાક અણઘડ માણસો પોતાના બાપદાદાની કીર્તીથીજ માત્ર મોટા લેખાયછે, બાકી તેમની સમજણ અથવા તેમનાં કરતુકો તો એવાં હોય કે તેમને કોઈ દમડીનું વજન પણ નઆપે. વાસ્તે જો 'લાઇફ પીયરેજ' નીકલે તો તેમાં એક લાયકીવાલો, તથા માહાપ્રાકર્મી માણસ પોતે પોતાની હૈયાતી સુધી ઉમરાવની પદવી ભોગવે, કીર્તી ખાટે, માનપાન પામે, તથા ખેતાબો-ચાનો હાંસલ કરે તો તેનું વાજબીપણું આપણેથી નાપાડી શકાયજ નહીં, પણ માત્ર એક એવા ઉમરાવને ત્યાં જન્મના અકસમાતથી તેના વંશજો તે ખેતાબ પામે, તથા ઉમરાવ કેહેવાય તો તે એક વીચારવંત ભેજાંને તદન નામુનાસેબ લાગેછે. ખરી કીર્ત્તિ તો પોતે જાતે પોતાની મેહેનત, કાબેલ્યત, તથા સાલેસીથી ચડતી પદવી મેળવવામાં છે; પણ એક ઉમરાવ ખાનદાનમાં આપણે જન્મ લીધો વાસ્તે આપણે ઉમરાવ કેહેવાવા જોઇએ એમાં તો સામી એબ સમાયલી છે. અને ખાનદાનનું અભીમાન રાખનારા ઘણા શીહા કાગડાઓને મોરનાં પીછાંમાં લપેટાયલા આજે આપણે જોઇએ છીએ, તે આવા ખેતાબો તથા માનપાન વંશાપરંપરા આપવાના ગેરફાયદાનું પરીણામછે. અને હિંદુસ્થાનની નામદાર સરકાર ચાનો, ખેતાબો વગેરે એક મેળવનારની હૈયાતી સુધીજ બક્ષેછે તેમાં મારા વીચાર પ્રમાણે મોટું ડાહાપણછે. એમ ન હોત તો આપણે આજે એવા ધુવડોને માનપાન મળેલું જોતે કે તેમનો હસવા જોગ વીચાર પણ આપણેથી થઈ શકે નહીં. અને વીલાયત દેશમાં પણ આપણે ઘણા ઉમરાવોને જાણયેછીએ કે જેમની ચાલચલણ તેમના ખેતાબને તથા બાપદાદાના નામને એબ લગાડેછે.

રાણીના પાદશાહી હકથી એક પ્રધાન પોતાની રૈયતના દરેક પુરૂષને ઉમરાવ તથા દરેક સ્ત્રીને ઉમરાવજાદી બનાવી શકે, અને આપણા પ્રધાનો હાઉસ ઑફ લોર્ડસમાં જ્યારે પોતાનો વગ નબલો થયલો જોય, અથવા હાઉસ ઑફ લોર્ડસ તેમનો ઘડેલો કોઈ મુખ્ય કાયદો વધારે મતથી રદ કરવાની ઇચ્છા દેખાડે, ત્યારે તેઓ આ બાદશાહી હક ઘણા જોરથી વાપરે છે, અને કેટલીક વખત તો આ હક વાપરવાની ધાસ્તીથીજ હાઉસ ઑફ લોર્ડસ ડબી જાયછે, કારણ કે હાઉસ ઑફ લોર્ડસના મગરૂબ ઉમરાવો પોતાની પદવીથી પોતાને બીજાઓ કરતાં મોટા સમજેછે, અને તેથી આ તેમનાં ન્હાનાં મંડલમાં જેમ થોડા ઘુસે તેમ તેઓ વધારે ગર્વ રાખેછે. માણસ જાતનાં

કુદરતી સ્વભાવ છે કે તેઓ જેમ બને તેમ પોતાનાં વર્ગોમાં નવા ઉમેદવારોને ઉમેરવાને નાખુશ થશે, તથા તેઓ નવા આવનારાઓની કંઈ નહી તો ખાલેશ અદેખાઈ પણ કરશે. અને એજ પ્રમાણે પ્રખ્યાત લૉર્ડ થરલોને ખમવું પડયું હતું. તેની કાબેલ્યતને લીધે તેના પક્ષકારોએ તેને ઉમરાવ બનાવી હાઉસ ઑફ લોર્ડસમાં મોકલ્યો, અને તેનાં પેહેલાંજ ભાષાણની વખતે પોતાની અસલ ચાલાકીથી સામા ઉમરાવોને ફરતી ચીમકીઓ લગાવવા માડી, કે એક અસલ ગર્વીષ્ટ ઉમરાવ બડબડવા લાગો કે આ એક બે દહાડાનો નવો કાગડો એટલી બધી ધડપચશાની કરેચ ? લોરડ થરલોને ગોસો લાગો, પણ તેણે તરત જવાબ આપ્યો કે જ્યારે તે તેની કાબેલ્યતથી આ ચડતી પદવીએ પુગોછે, ત્યારે તેનો સામો હરીફ કંઈ પણ ચાલાકી અથવા લાયકી વગર માત્ર બાપ દાદાના સાહયો તથા ખેતાબ એોરવી બેઠોછે !

વળી ઉમરાવો પોતે સભાએ-ખાશ કરતાં સભાએ-આમની કેટલી વધુ દરકાર કરેછે તે આ પરથી જણાશે કે દરેક જાહેર ચુંટણી વખતે સંખ્યાબંધ ઉમરાવોના છોકરાઓ-જેઓ પોતે પણ કાયદાથી ઉમરાવ ગણાયછે-પ્રગણે પ્રગણે ઉમેદવાર થઈ નીકલેછે. જે ઉમરાવોને સભાએ ખાશમાં બેસવાનો હક હોય તેમનેથી સભાએ-આમની બેઠક માટે ઉમેદવારી કરી શકાય નહી.માટેજ તેઓ પોતે નહી તો પોતાના દીકરાઓને આ માનભરેલી પદવી માટે પૈસો ખરચી છપલાવેછે. અને મેં આગલ લખ્યુંછે તેમ આવા ઘણાખરાઓનું સારથક પોકેતબરોથી થાયછે, તો જોકે લૉર્ડ હારતીંગતન, લૉરડ કેવનડીશ, લૉર્ડ જીયોર્જ હેમીલતન, વગેરે પંકાયલા હુશયાર અમીરોના છોકરાઓ મોટાં મોટાં શેહેરોની બાઠાબાઠની ચુંટણીમાં ફાવી નીકલેછે. અને છેલ્લાં " નાઈનતીંથ સેનચરી રીવ્યુમાં " ડયુક ઑફ મારલબરોના છોકરા લોર્ડ બલેન્ડફર્ડની આરટીકલ વાંચ્યા પછી આપણને કેહેવાને કંઈ કારણછે કે ઉમરાવો પોતેજ આસ્તે આસ્તે હાઉસ ઑફ કૉમનસમાં બેસવાને વધારે પસંદ કરશે, કારણકે સભાએ-આમ તો મુખ્ય સતાવાલી મંડલી છે-પણ જો હાઉસ ઑફ લોર્ડસને કાઢી નાખવામાં આવે તો, કેટલાક એવી બીહીક રાખેછે કે. કેલવાયલા હીંમતવાન કૉમનરોને પાર્લમેન્ટમાં બેસવાનું કેવલ અશક્ત થઈ પડશે,કારણ કે આ સેંકડો ઉમરાવો જો પાર્લમેન્તમાં નાંમ કાઢવાને તથા કીર્તી ખાતવાને નેમ રાખે,—અને આવી ઈચ્છા કોણની ન હોય ?—તો પોતાના લાગવગથી તથા પૈસાથી તથા વલી આગલ સમજાવ્યુંછે તેમ એક ' લોર્ડ ' ના નામપર રૈયતના સાધારણ પ્યારથી તેઓ વધારે ફાવે. પણ વલી આ તકરારની સામી બેરદ્દ એવું દેખાડેછે કે કુદરત એમાં તેમની સામેછે, કારણ કે ઘણાખરા ઉમરાવો જાતે અભણ સુસ્ત તથા મોજ મજાહ વધારે પસંદ કરનારા હોવાથી આવી નેમ રાખે નહી, તથા જો એવી નેમ રાખે તો તેમનો પોણો ભાગ નીષફલ થયા વના રેહે નહીં.

વીલાયતમાં 'ઉમરાવ' નામની કીંમત અંકાય છે; તેમનો ખેતાબ એક ચલણી સીક્કાપેરે, એક પ્રોમીસરી નોટ પેઠે ખપેછે. અને વીલાયતના કેટલાક ભુખરીબારસ ઉમરાવોના છોકરાઓની ચાલચલણ કોણ જાણતું નથી ? તેઓ સઘલા નામથીજ મારી ખાયછે; સાહુકારો તેમને ધીરે છે; નાણાવતીઓ તેમની સઈ કબુલ રાખેછે. તેમની પર ઓરતો તો ખુરબાન છે; તેમની સાથે નાચવા માટે તેઓ હરીફાઈ ચલાવેછે. કેટલાક ઉમરાવોની ગરીબ, ન પોશાન કરી શકે એવી હાલત છતાં, આજે સેંકડો લખોપતી કૉમનરો તેમને પૈસા તથા છોકરી આપેછે તે એટલાજ માટે કે આવા ઉમરાવ સાથ જોડાયાથી તેમની કૉમનર પંક્તી કંઈ ચડતી દેખાય. અને ઓરત જાતતો તેમની પર પેહેલાં મોહીત પડેછે,

તથા તેમને પોતાનો વારસો હીસ્સો આપી દેવા પણ અચકાતી નથી. હમેશ ઓરત જાતને પદવી વધારે પસંદ છે; તેઓ તેથી ગુમાન ધરાવેછે, તથા પોતાની બેનપણીઓપર સરસાઈ ભોગવવાને ફાવેછે. અને અમેરીકાનું યુનાઈટેડ સ્તેતસ પ્રજાસતાક હોવાથી ત્યાં સઘળા પુરૂષો એકજ પંકતીના છે; તેમનામાં કોઈ ઉમરાવ નથી; તેમનામાં પદવીનો તફાવત નથી. અને આ ઉધરતો દેશ ચડતી કલાઓમાં તથા પૈસામાં ઇંગ્લંડને ટકર મારે એવોછે, તોપણ ત્યાંની ખુબસુરત નોજવાન સ્ત્રીઓ, જેઓ પૈસાથી પુર, તેઓ વેલાત આવી પોતાના પૈસાપર ભુખરીબારસ ઉમરાવોને લલચાવી પદવીનાં ગુમાન માટે તેમની સાથે પરણી જાયછે. એવી સેંકડો પૈસાથી પુર અમેરીકન સ્ત્રીઓ દર વરસે ઇંગલંડ આવી વાસો કરેછે, તથા ત્યાં એવી સ્ત્રીઓ સાથનાં ઉમરાવોનાં લગનો સંખ્યાબંધ વધતાં જાયછે, તે પણ ત્યાં એક નાલેસી થઈ પડીછે. પણ અસલ માતબર ઉમરાવો એવાં લગનોને ધીઃકારેછે, અને ખસુસ કરીને જે ઉમરાવ ખાનદાનોમાં છોકરીઓ હોય તેઓ તો આવાં પરણનારાંઓપર ધીતકાર નાખેછે. એક ઉમરાવનો છોકરો ઉમરાવ ખાનદાનમાં નહીં પરણે તો તે પોતાની પદવીને નીચી પાડતો હોય એમ તેઓ સમજેછે. અને એમાં આપણને અજબ થવાનું એટલુંજછે કે આ અમેરીકન સ્ત્રીઓનાં માબાપો પોતે એમાં મગરૂબી લેછે, તથા વરસો વરસ વીસ વીસ હજાર રૂપીયા મુશાફરીના ખરચને નામે મોકલતા જઈ તેઓ પોતાની છોકરીઓને ઇંગલંડમાજ રેહેવા દેછે, અને એજ કારણને લીધે અમેરીકન સ્ત્રીઓ ઇંગલંડમાં ઝમક્રી રહીછે. તેઓ પોતાને 'મીસીસ' લેખાવાના કરતાં 'લેડી' લેખાવામાં વધારે માન સમજેછે.

ઉમરાવ નામની આવી કીંમત હોવાથી તેઓ ગરીબ રૈયતમાં તો વધારે સાંમર્થવાન દેખાય, અને એથીજ હાલમાં તેમની પાર્લામેનતરી ઉમેદવારી ફતેહમંદ નીવડેછે. તોપણ આ પણે છેલ્લી ચુટણી વેલા જોયુંછે કે વાઈકાઉત લેશાસ, સર રીચર્ડ તેંમપલ, વાઈકાઉન્ત ડાલરીમપલ, અરલ ઓફ થારમાઉથ, એડમીરલ સર જોન કોમરલ, વાઈકાઉન્ત નીયુરી, અરલ ઓફ ડોલકીથ, બેરન મનકાસતર, મારકવીસ ઓફ હેમીલતન, વગેરે બીજા ઘણાક ઉમરાવો સીકસ્ત પામ્યાછે અને તેમનીપર માતબર કોમનરો ફાવી ગયાછે. એમાં કેટલુક પારતી જહનુન, તથા વીલાયતના ફેલવાયલા લોકોની લાયક માણસોને ચુટી કાઢવાની ઇચ્છા જણાયછે. તોપણ આમની સભામાં ઉમરાવો તથા બેરોનેતોનું કઈ ઓછુ બલ નથી. તેમાં પુશ્કળ ઉમરાવના છોકરાઓ બીરાજેછે, જેઓ ફેમીલી વલાણ પકડયા વીના રેહેજ નહીં. જેમ રેલવેના અધીકારીઓ રેલવે ખાતાંની તરફ તાણે, નેવીના સભાસદો નેવીનેબચાવે, કાપડના તથા દારૂના વેપારીઓ પોતાના ધંધાઓ પર પડતા બોજાઓ કમી કરાવે, તેમ જ્યારે ઉમરાવોના લાભોપર અથવા તેમના ચાલુ અધીકારપર કઈ આંકોશ મુકવામાં આવે તો આ ઉમરાવના છોકરાઓ પોતાના હક માટે લડે, એમાં તો કઈ શક નથી. અને આમની સભામાં જેમ દરેક ધંધા રોજગાર તથા ખાતાંનું તત્વ સમાયલુંછે, તેમ તેમાં આ ઉમરાવ તત્વ પણ સમાયલુંછે, અને ઉમરાવોને લાગુ પડતા કઈપણ કાયદાઓ અથવા વાંધાઓ વખતે ઉમરાવો પોતાનું તે કાયદાઓપર શું મતછે તે તેઓ પોતાના ભાષણો મારફતે પાર્લામેન્તમાં ખરેજ ચાલાકીથી દેખાડે. અને એથીજ હાઉસ ઓફ લોર્ડસ નીકલી જાય તોબી સરકારને તેમના વીચારો જાણવાને બની આવે, કારણ કે હાઉસ ઓફ કોમન્સમાં હાલ પણ તેમનું તત્વ કઈ નાનું નથી. ડ્યુક ઓફ ડેવનશાયરના ચારે છોકરાઓ પાર્લામેન્તમાં બીરાજેછે—લાર્ડ હારતીંગતન, લોર્ડ એડવરડ કેવન-

ડીશ, લોર્ડ ફ્રેડરીક કેવનડીશ, લોર્ડ કેવનડીશ બેનતીક—એઓ દરેક લાયકીવાલા તથા હોશયારછે. ડયુક ઓફ આરગાઇલનો છોકરો લોર્ડ કોલીન કેમપબેલ પોતાના બાપના પોકેતબરો આરગાઇલ શાયર તરફથી બેશેછે. ડયુક આફ મારલબરોનો છોકરો લોર્ડ રેનડોલ્ફ ચરચીલ, તથા પ્રખ્યાત બંને ભાઈઓ લોર્ડ કલોડ હેમીલતન, લીવરપુલ તરફથી, તથા લોર્ડ જીયોરજ મીડલસેકસ તરફથી બેસેછે. એ વગેરે ઉમરાવોના છોકરાઓનો કંઈ પાર નથી. બારનસ્તેપલ તરફથી વાઈકાઉન્ત લીમીંગતન, બેડફરડ શાયર તરફથી મારકવીસ આફ તેવીસતોક, કાલન તરફથી લોર્ડ એડમંડ ફીતઝમોરીસ, કરમારથનશાયર તરફથી વાઈકાઉન્ત એમલીન, ચીચેસ્તર તરફથી લોર્ડ ગોરડન લેનોકસ, ડાઉનશાયર તરફથી લોર્ડ હીલ તથા વાઈકાઉન્ત કેસતલરે, એસેકસ તરફથી લોર્ડ સેસીલ, હેવરફોરડ તરફથી બેરન કેનસીંગતન, વગેરે બીજા ઘણાંક ઉમરાવો હાઉસ આફ કૉમનસમાં બેઠક પામ્યા છે. એક ડયુકનો છોકરો જનમતાં વારજ મારકવીસ, એક મારકવીસનો છોકરો અરલ, અરલનો છોકરો વાઈકાઉન્ત, વાઈકાઉન્તનો છોકરો બેરન તથા બેરનનો છોકરો આનરેબલ લેખાયછે. વડા છોકરાઓને જન્મતાં વાર એ રીતે પુછડ્યા બેતાબ મલેછે તથા બાપના મરણબાદ તેનો અસલ બેતાબ તથા વળી જાગીરો મલેછે તે જુદી. ન્હાના છોકરાઓ તો સાધારણ 'લોર્ડ' કેહેવાયછે, તથા બાપ જો તેમને કંઈ વીલમાં આપી ગયો હોય તો તેમ, નહીં તો હાથ ઘસતા રહી જાયછે. ફ્રાન્સની 'કોડ નેપોલ્યન' માં ઠરાવ્યા પ્રમાણે એક બાપની જાગીરમાં સર્વ છોકરાઓનો ભાગ પડેછે, જેથી વીલાયતમાં બનેછે તેમ જાગીરોનો ઢગલો એકલે હાથ જતો અટકેછે. વળી પાર્લામેન્તમાં ઉમરાવો સીવાય સંખ્યાબંધ બેરોનેટો તથા નાઈતો—જેઓ ઉમરાવની પદવીની નજદીકના ગણાયછે—તેઓ પણ બીરાજેછે. જેમકે હાલની પાર્લામેન્તમાં આસરે સાઠ ઉમરાવજાદાઓ તથા હેંસી બેરોનેતો તથા નાઈતોની બેઠકછે. એ પ્રમાણે જોતાં ૬૫૮ મેમબરોની પાર્લામેન્તમાં જ્યારે એકજ ન્હાના વર્ગના ૧૪૦ મેમબરો બેસે તો તેમનું તત્વ પાર્લામેન્તમાં ઘણુંજ બોહલું ગણાયછે. કાંયકે બીજા અગણીત વર્ગોના ચાર કે સાત મેમબરો હોય તો ઉમરાવ વર્ગના ૧૪૦ હોવાથી તેમનો અંશ કેટલો મોટો થઈ જાયછે, તે વાંચનાર પોતેજ વિચારી લેશે.

હાઉસ આફ લોર્ડસમાં બેસનાર ઉમરાઓને કંઈપણ દીવાની વાંકસર મુદ્દલ પકડાય નહીં, તથા આમની સભાના મેંમબરને પણ સભા ચાલુ હોય ત્યારે, તથા સભા મુતલવી રહ્યાને ચાલીસ દહાડા થયા હોય તો તે વખત અંદર, તથા સભા બોલાવવાની ચાલીસ દહાડા આગમચ કંઈપણ દીવાની બાબદ માટે પકડાય નહીં. અને એવો કોણ ઘેલો કરજદાર મેંમબર હોય કે જે સભાને મુતલવી રહ્યાને ચાલીસ દહાડા પછી દેશમાં રેહે કે તેને પકડવામાં આવે! પેરીસ અથવા હોલેંડ જેવા આઠ કલાકની અંદર પોંચી શકાય તેવા દેશોમાં વાસો કીધાથી એક માગનારનું વારંટ આમની સભાના મેંમબરથી છટકાવી શકાયછે. પણ આ હક (privilege) જે તેમને મલ્યોછે તે તેમનાં માન માટેછે, નહીં કે કોઈ માગનારને રડાવવા માટે!

સેપતેનીયલ બીલ પ્રમાણે એક પાર્લામેન્ત સાત વરસ તુલીક નીભી શકેછે, અને એટલા અરસામાં જો આગળ સમજાવ્યું તેમ પાર્લામેન્ત સાથ ગેરસમજુતીથી એક પ્રધાનને પાર્લામેન્ત તદન બરખાસ્ત કરવી પડે તો તેમ, અથવા તો સરેરાસ સુલેહથી સાત વરસ તુલીક તેનો અમલ ચાલ્યો હોય તોપણ તેને સાતમે વરસે બીજી પાર્લામેન્ત બોલાવવી જોઈએ. એ નવી ચુટણીનો હીંગામ થયો એટલે નવી પાર્લામેન્તમાં આવનારા તેની તરફના

મેંમબરોની સંખ્યા ગણવી તેને ફરજીયાત થઈ પડેછે, કે તે પાર્લામેન્તમાં તેની મેજોરીતી સચવઈ શકશે કે નહીં. જો કોઈ સામા ઓપોસીશન મતથી તેની હાર થઈ હોય, અને તેથી રાજીનામું આપવા અગાઉ દેસનું મત જોવા તે નવી પાર્લામેન્ત બોલાવી જોય, અને તેમાં તેના પુશ્કળ મલત્વાઓ આવ્યા હોય તોપણ તે રાજીનામું તો આપેજ, પણ આવું તેનું રાજીનામું એક સમજુ રાણી કબુલ કરવાને નાપાડે એ તો સ્વભાવીક છે, કારણકે તેણી સમજે છે કે તેનું રાજીનામું બાહાલ રાખ્યું, અને તેણે જેમ સલાહ આપી તેમ ઓપોસીશન ટોલીના વડાને બોલાવી મંગાવી પ્રધાનપદ તેને સોંપવા જો તેણી માગશે તો તે સાફ ના પાડશે, કાયકે ઓપોસીશીનના વડાની આંખ ઉઘાડી હોવાથી તે સમજેછે કે નવી પાર્લામેન્તમાં તેની પક્ષની સંખ્યા ઓછીછે, તથા સામાવાલાનીજ વધારેછે, વાસ્તે જો તે પ્રધાનપદ કબુલ રાખી મીનીસ્તરી બનાવે તોપણ સેહેજ દહાડામાં તેને પોતાનો વાવટો પાછો ખેંચી લેવાની ફરજ પડે-એટલે તે ઉડી જાય. વાસ્તે એવી વખતે એક સમજુ તથા દેશની રીતભાતો જાણનાર રાજારાણી બહુ કામનાં થઈ પડેછે, અને જો તેઓ કમઅકલ હોય તો પ્રધાનોની થોડા થોડા દહાડાની અદલાબદલીથી તેઓ રાજને હીનપસ્તીમાં લાવી નાખેછે. પણ કોઈ સમજુ રાજા અથવા રાણી કદી એમ કરે નહીં, પણ સામું પેલા ચાલુ પ્રધાનનું રાજીનામું પાછુ બેચાવી તેનેજ ફરીથી રાજપાટપર ગોઠવેછે, તથા તેની સલાહથીજ ચાલવાને બંધાયછે. પણ વલી જો આવી નવી ચુટણીને વખતે ચાલુ પ્રધાનને એમ ભાસે કે તેનું રાજ વરસોતુલીક જુની પાર્લામેંતમાં સલામત એક પણ જાણવાજોગ હાર વગર ચાલ્યું, પણ આ નવી પાર્લામેન્તમાં સામી ઓપોસીશનની મેજોરીતીથી તે ન ચાલી શકશે ત્યારે, તથા સામી ઓપોસીશન ટોલીથી તે પાર્લામેન્તની તકરારમાં હાર ખાય, તથા બોહોસનો માર્યો તે પાર્લામેન્ત બરખાસ્ત કરી નવી બનાવે તેમાં પણ તેની મેજોરીતી ન સચવાયલી રેહે ત્યારે, તે રાણી આગળ પોતાની આખી પ્રધાન મંડળીનું ( cabinet ) રાજીનામું ધરેછે, જે આવી વખતે રાણીને બાહાલ રાખવાસીવાય છુટકો નથી. પાર્લામેન્તનારૈયતના હોકમ પ્રમાણેજ રાણીને રાજ ચલાવવાની ફરજછે, વાસ્તે કોઈ હારેલા પ્રધાનની રાજનીતીની તરફ, તથા જીતનાર પ્રધાનની રાજનીતીની સામે તેણીનું પોતાનું મત હોય, તોપણ તેણીને પેહેલાને બરતરફ કરી બીજાને પોતાની પાસે સપોવવો પડેછે. એવે સમે રાજા રાણી તથા પ્રધાનવચ્ચે ઘણો મતફેર, તફાવત પડેછે, તથા અંદરખાનેથી એકકની સામે ડોલા ગુરકાયછે, તોપણ જ્યાસુધી તે પ્રધાનની તરફ પાર્લામેન્તછે ત્યાસુધી રાજારાણીથી તેને કાઢી શકાતો નથી. એથીજ રાજા ત્રીજા જીયોરજને પોતાની મરજી ઉપરાંત તેને અણગમતા બે પ્રધાનોને સપોવવા પડ્યા હતા. એક વખત રાણીએ ચાલુ પ્રધાનનું રાજીનામું બાહાલ રાખ્યું કે સામી ટોલીવાલાના વડાને તેણી બોલાવેછે, જે આવી વખતે રાજપાટ નાપાડી શકે નહીં, પણ સામો ઉલટથી આવેછે, (કારણકે તેની મેજોરીતી પાર્લામેન્તમાંછે) અને રાજની લગામ તે હાથમાં લેવાને બંધાયછે. તે પોતે વડો પ્રધાન ( premier ) લેખાયછે, અને તેની કેબીનેતના બીજા પ્રધાનો ચોકસ ખાતાંના પ્રધાનો કેહેવાયછે. એ પ્રધાનોને તે મુકરર કરેછે, અને એ નેમણુક કરવી બહુ મુશ્કેલ કામછે. તેઓ સભાએ–ખાશ. તથા સભાએ-આમની પોતાનીજ પાર્ટીના મેંમબરો જોઈએ, તેઓ તેની દરેક રાજનીતીને કબુલ રાખનારા જોઈએ, તેઓ લાયક, સભા ચલાવી તથા સભા ઠઠરાવી શકે તેવા, મીલનસાર, બોલવામાં એવો ભેદ રાખનારા કે જેના બે અર્થ ઉઠે, પ્રજાને પ્યારા, ઘણીજ મોટી આબરૂવાલા હોવા જોઈએ. વળી તેમને એવી રીતે ગો-

ઠરવા જોઇએ કે દરેકને જે જે ખાતુ સોંપી આપવામાં આવે તેપર તેઓ ચાલાકીથી ઉપરીપણું ભોગવે. એવા ચૌદ કે પંદર મેંબરોની મંડળી તે (Cabinet) કેહેવાયછે, અને તેમાં વડો પ્રધાન ઉપરીપણું ભોગવેછે.

૧. ખજાનાની ચાવી રાખનાર તથા વડો પ્રધાન (First Lord of the Treasury.)

૨. સભાનો શરનશીન (Lord President of Council.)

૩. વડો ન્યાય અધિકારી. (Lord High Chancellor.)

૪. મોહોર રાખનાર. (Lord Privy Seal.)

૫. ખજાનચી. (Chancellor of the Exchequer.)

૬. ખુદ દેશની અંદરનાજ કારભારપર દેખરેખ રાખનાર પ્રધાન.(Secretary of State,Home Department)

૭. પારકા દેશાવરોના રાજ્યોપર દેખરેખ રાખનાર પ્રધાન (Secretary of State, Foreign Department.)

૮. સંસ્થાન ખાતાંનો પ્રધાન. (Secretary of State, Colonial Department.)

૯. લશકર ખાતાંનો પ્રધાન. (Secretary of State, War Department.)

૧૦. દરીયાઈ ખાતાનો પ્રધાન. (First Lord of the Admirality.)

૧૧. હીંદુસ્થાન ખાતાંનો પ્રધાન. (Secretary of State for India.)

૧૨. વેપાર ખાતાંનો પ્રધાન. (President of the Board of Trade.)

૧૩. આયર્લંડનો મુખ્ય રાજમંત્રી. (Chief Secretary of Ireland.)

૧૪. સ્કોટલંડનો મુખ્ય અધીકારી. (Lord Advocate of Scotland.)

૧૫. લેનકાસતરનો મુખ્ય વહીવતદાર. (Chancellor of the Duchy of Lancaster.)

૧૬. ટપાલ ખાતાંનો પ્રધાન. (Post Master General.)

આ સર્વ મુખ્ય પ્રધાનો ગણાયછે, તેઓ પોતાનો ઓહ્દો ખરી અકલથી તથા દેશના કાયદા કાનુનોને અનુસરીને બજાવવાના સોંગદ લેઈ રાણીનો હાથ ચુમી પોતાનો ઓહ્દો અખત્યાર કરેછે. વળી આ વડા ઓધેદારોના મદદગારો (under secretaries of state) નાયબ વજીરને નામે ઓળખાયછે, જેઓને કેબીનેતમાં બેસવાનો હક નથી, પણ તેઓ પોતાના ઓધાની રૂહે કેબીનેત મીટીંગમાં શું શું ચુકેછે તે જાણેછે. વળી એક નવા પ્રધાનના પ્રધાનપદપર આવવાથી આ સઘલી નેમણુકો ધરાવનારા વજીરો તથા નાયબવજીરો પોતાનો ઓહ્દો છોડેછે એટલુંજ નહીં, પણ બાહાર ગામમાં આગલા પ્રધાને મોકલેલા ગવરનરો, કમાનડરો, એલચીઓ, સુબાઓ, અમલદારો વગેરે પણ ઓહ્દો છોડેછે. એ પ્રમાણે પ્રધાનપદપર આવતાંને વારજ એક નવા વડા પ્રધાનના હાથમાં અગણીત ખાલી નેમણુકો આવી પડેછે, જેથી તે પોતાના રાજદુવારી મીત્રો તથા તેમના લાગવગાઓને ખતાવેછે. ઉપલા સોલે પ્રધાનો રાણીના મુખ્ય સલાહકારીઓ છે, અને તેઓ જેમ સલાહ આપે તેમ રાણીને ચાલવાની ફરજછે. સલાહ આપે એટલે તેઓ જે કંઈ કરે, તે પછી ખોટું ઓર ખરૂ હોય તોપણ રાણીને બાહાલ રાખવાની તથા તેઓ જે જે કાગજયાપર તેણીની સઈ માગે તે સઈ આપવાની તેણીની ફરજછે. રાણી માત્ર એક મેરીયોનેત–એક મીનનું પુતલુછે, જેને આ પ્રધાનો પોતાની કલમથી ગમે તેમ ખેંચેછે. દેશપર ખરો કાબુ તો આ રાજમંડલીનોછે; તેઓ પોતપોતાનાં ખાતાંના રાજાછે, અને દરેક કામને વાસ્તે તેઓ પાર્લામેન્ટને જવાબદારછે. આ વજીરો તથા નાયબ વજીરો સર્વ પગારદાર છે, અને તેઓ હમેશ પોતાના વડા પ્રધાનપર ઇતબાર રાખેછે. તેઓ સઘલું કામ તેને પુછીને બજાવેછે અને જોકે આ દરેક ખાતાપર નેમાયલા પ્રધાનો ઘણું ખરૂ પોતાનાં ખાતાંની અજમાસથી બીનવાકેફ હોયછે, તોપણ દરેક ખાતામાં પાર્લામેન્તરી અંડર સેકરેટરી ઉપરાંત એક પરમેનંત અંદર સેકરેટરી મુકરર હોયછે, જે ખરૂં જોતાં તો સઘલું કામ બજાવેછે. ગમે તે પ્રધાનો આવોને જાવો, પણ આ અમલદાર તો ખાતામાં

મુકરરજ છે,અને તેથીજ તે ખાતાંનો તે ભોમીયોછે. નાયબ વજીર તથા વજીર વગેરે સઘલા દરેક બાબદની તેનીપાસ આગલી પાછલી તવારીખ પુછી વાકેફ થાઈને પોતે અમલ ચલાવેછે, અને ઘણુ ખરૂ ખાતાંનું કામ તો આપરમેનંત અંદર સેકરેટરી બજાવ્યા જાયછે. બાકી રાજનીતીના સવાલોપર, તથા નવા ફેરફારો પર તેનો અમલ નથી ચાલતો, પણ તે તો નાયબ વજીર તથા વજીર પોતાના મલતગીયાઓની સતજુતી પ્રમાણેચ ચલાવેછે.

આગલા વખતમાં વેલાતના રાજાઓનો કંઈ થોડો દોર ન હતો. તેઓ બોહોલો અમલ ભોગવી ગયાછે તથા પોતાની મરજી માફક કારભાર ચલાવવાનો તેમનો કાયદો હતો. રાજવંશી લોહી–શરીર– કંઈ ખોદાવંદ હોય તેમ હજુર પાગુ ગણાયછે; એક રાજા જાણે ખોદાથી ઉતરેલો ખોદાનો ખાશ પ્રતીનીધી ( The Lord's Anointed ) હોય તેમ હજુરપણ ઘણાક દેશોમાં, અને ખુદ ઇંગ્લંડમાં, તેને માનવામાં આવેછે. પણ તેના રાજબંધણથી, તેની પારલામેન્ટથી, તથા તેના કાયદાઓથી વેલાતના રાજાઓની સતા માત્ર નામનીજ રહેલીછે. જો બંને હાઉસો—હાઉસ આફ કૉમન્સ તથા હાઉસ ઓફ લોર્ડસ—એકામતે તેણીને ગરદન મારવાનો ઠરાવ પસાર કરે તો પોતાનેજ ગરદન મારવાનાં વારંટપર ગણીને સઈ આપવાની ફરજછે! એવીરીતે કાયદા કાનુનોથી તેમનીસત્તા બંધાઈ ગયલીછે. વેલાતના રાજાઓ તથા રાણીઓ પગારદાર પેનશનર માફક મેહેલોમાં વસવાને માટેજ, જાણે સરજેલાંછે. નાચપારતીઓ કરવી, ખાનાંઓ આપવાં, પરકોમનાં એલચીઓની તથા રાજવંશી પરોણાઓની માનથી પરોણાગત કરવી, એશ આરામથી ફરવું—એજ તેમની જાણે રાજસત્તાછે. જો રાજા અથવા રાણી ન હોય તો આવી ધામધુમો વડા પ્રધાનને રૈયતને ખરચે કરવી પડે, પણ તેનો દબદબો ઝખવાણો પડેલો ગણાય. બાદશાહી ખાનદાન શોભન શાભનનાં પુતલાંઓની માફકછે જેમને રંગરામશાની વખતે ગોઠવવાથી દીવાનખાનું બીરાજેછે. પણ એક લાયક કેલવાયલો રાજા જો દેશમાં નામ કાઢવા માગે તો તેને ઘણું કરવાનુંછે, તેનો ભાગ રાજમાં કંઈ ખાલી નથી. પણ વેલાતના છેલ્લા રાજાઓ એવાતો ખરાબ નીકલ્યા હતા કે એક સારો સુલક્ષણી રાજા જોવાની દેશે તદન આશા છોડી હતી. વોલપોલ લખી ગયોછે કે તેના પ્રધાનપદની વખતે રાજાના રાજપાત તથા પારલામેન્ટપર તે દેખરેખ રાખતો હતો એટલુંજ નહીં, પણ રાજાની માશુકો—રાખેલી રાંડોના રંગ ઢંગ પણ તેને સાચવવાં પડતાં હતા. પેહેલા બંને જીયોરજોતો ઇંગ્રેજી જ્ઞાનથી પણ પુરા વાકેફ ન હતા,અને બંનેએ પોતાની જરમન રાંડોને રાજની લગામ સોંપી હતી. તેઓ એમના રાજમાં પુરતી કરતી કાવરતાઓ હતી. એવા ઇંગ્રેજ રાજાઓની નાલેસી ભરેલી ચાલોના દાખલાઓ કંઈ થોડા નથી, પણ તે સરવે જોકે ચોપડીઓ તથા વાલમોમાં આશકારાછે, તોપણ લખવાનું આપણું કામ નથી. માત્ર એટલુંજ કેહેવું બસ થશે કે પ્રધાનો પારલામેન્ટથી ન બીહીતા હતા તેટલા રાજાની માશુકોથી બીહીતા હતા, કારણકે આ લંપટી સ્ત્રીઓ રાજાનીપર પોતાનો કાબુ રાખી શકવાથી તરેહવાર રીતે રાજકારભારમાં માથાં ખોસી તથા બીજા રાજવાલાઓને મલી જઈ પ્રધાનોની રાજનીતીને આડે આવનારી હતી. અને ઇંગ્રેજોપર હકુમત ચલાવનારા પુષ્કળ રાજાઓ થઈ ગયાછે તેમનામાંથી ભાયગેજ એવા બે ત્રણ મલશે કે જેઓ આવી ખરાબ પ્રકુતીને આધીન ન હોય.

પણ હાલની નામદાર રાણીના અમલ તલે પ્રધાનો ખરાં દેશહીતકારીપણે તથા અપક્ષપાતપણે રાજ ચલાવેછે, તે આ જાતની નાલેસી ભરેલી સતા તેણીનાં સ્વચ્છ અમલમાં

ન હોવાને લીધેજછે. તોપણ જીનતગુજીન પ્રીનસ કોનસરત કેટલીક વખત પ્રધાનોની આડે આવતો હતો, તો જેકે તેમ દેશની દાજને લીધેજ તેનેથી થવાનું હતું. કાયદાપ્રમાણે જોતાં તથા અસલ ખોદાઈ દરજ્જો ધરાવનાર લેખે ગણતાં એક રાણી અથવા રાજાને એટલી તો બોહોલી સત્તાછે કે તે જો ચાહેતો પોતાનું આખું લશકર કાઢી નાખે, મનવારો ભાંજી નખાવે, દરેક રૈયતને ઉમરાવ બનાવે, રાજ ધરણે મુકે તથા સેંકડોનાં ડોકાં કપાવે. પણ આ સર્વ તેણીના હકને માટે તેણીના પ્રધાનો જોખમદારછે, જેથી તેઓ એમ હક વાપરે નહીં, અને એમ કદી થાયની નહીં. અને જો રાણીના નામથી તેઓ એવું કામ કરે તો પારલામેન્ટ તેમને 'ઇમપીચ' કરે. કારણ કે એક રાજાની પ્રકૃતીને હલકું લાગે તેવું કામ કરવાની તેને સલાહ આપવી, તથા એક રાજાનું રાજ બરબાદ થાય એવું કામ કરવું એ તે રાજાની સામે બલવો તથા તરકટ (treason) કીધા બરાબરછે, અને એજ કાયદાની સરતે સભાએ–આમ આવા પ્રધાનોને સભાએ–ખાશ આગલ 'ઇમપીચ' કરવાને શકતીવાનછે. જો રાજનીતીની ભુલ થાય, અથવા પ્રધાનો ખરાં અંતઃકરણથી સમજે કે ફલાણું ચોકસ કામ કીધાથી તેઓ રાજને ફાયદો કરશે, પણ જો પછવાડેથી કંઈ અચાનક ભુલ, ભુલથાપ, અથવા બનાવથી તેઓ તે કામમાં ન ફાવે, પણ સામાં કંઈ દેશને નાણાની તથા પ્રગણાઓની નુકસાની કરે, અથવા કોઈ દેશ ખોહી દે, તો તેમની સામે 'ઇમપીચમેન્ટ' મુકાય નહીં. તેઓએ માત્ર એક ભુલ કીધી જેથી પારલામેન્ટ તેમને ઠપકો આપી કાઢી મેલવાને શક્તીવાનછે. પ્રધાનો રાણીના નામથી સર્વ હકુમત ચલાવેછે, તેણીના નામથીજ તેઓ સઈઓ કરેછે, તથા તેણીની મોહોર મારેછે. તેણીનાં દેશનાં મુખ્ય ખાતાઓપર તેણીને સલાહ આપવામાટે એકેકો પ્રધાન નેમી આપેલો હોયછે, જેનું કહ્યુંજ તેણી માનેછે, તથા જેએ ખાતાંવીશે તેણીને પુછપરછ કરવી હોય તો તેનેજ તેણી પુછેછે. પોતાનાં ખાનાપીનાની મંડલીમાં કોણ કોણને બોલાવવા તેની પણ તેણી સલાહ પુછેછે. તેણીની આગલ વારાફરતી દરેક પ્રધાન અઠવાડીએ હાજર રેહેછે, અને તેણીનાં મેહેલમાં વાસો કરેછે. વલી કેબીનેતમાં શું શું કામકાજ થયું તે તથા પારલામેન્ટમાંની દરેક બાબદની અગત જોગ ખબરોના તાર તેણીપર પ્રધાનને મોકલવાની ફરજછે; વળી પ્રધાનો જે જે કાયદાઓ પારલામેન્ટમાં રજુ કરેછે તેમનો ખરડો, તથા પારકા રાજ્યો સાથની લખાવત તથા સંધેશાઓની નકલો પણ પેહેલાં તેણીપર મોકલવામાં આવેછે, જેથી દેશનાં મુખ્ય કામકાજપર તેણી ખબરદાર રહેછે, તથા રાજની હજારો નેમણુકપર તથા બીજાં કાગળોપર તેણીની pro forma સઈ જોઈએછે. એથી કરીને રાજમાં દરેક કામકાજ ચાલેછે તેથી તેણી માહીતગાર રહેછે, અને કોઈબીજીરીતે પોતાનો પ્રધાન જેટલું જાણેછે તેથી પોતે ખબર અંતરોમાં પછાત હોતી નથી.

આવી એક સતાદાર પ્રધાનમંડલી—જેમની આગળ એક રાજાની સતા તો જાણે કુચ નથી—તે કેબીનેતછે. જેમ આપણા મુંબઈમાં કોરપોરેશનની ૬૪ મેમબરોની સભા પ્રજાની મુખ્ય મયુનીસીપાલ સભા ગણાયછે, અને તેમના હોકમ પ્રમાણે ચાલનારી તેમનામાંથી ઉભી થાયલી તાઉન–કાઉનશીલની બાર મેમબરોની મંડલીછે, તેમજ આ પારલામેન્ટમાંથીજ ઉભી થયલી તેમના હોકમ પ્રમાણે અમલ ચલાવનારી કેબીનેત ગણી શકાશે. પારલામેન્ટ "લેજીસલેતીવ" અને કેબીનેત "એકઝીક્યુતીવ" ગણાયતો ચાલે. પણ જ્યારે પારલામેન્ટ ઉઘાડે બારણે કામ ચલાવેછે,ત્યારે કેબીનેતના મેમબરો પોતપોતામાંજ બંધ બારણે મસલત ચલાવેછે. તેમની એક નોંધપણ રેહેતી

નથી, તે વીશે બાહાર વાત કરવાને તેમને સોગંદછે, અને તે મસલતમાં દરેક કામકાજ એકામતીએ પસાર થવું જોઈએ. દેશની જરૂરીયાતના કાયદાઓ ઘડવા, દેશ તરફથી લડાઈમાં પડવું, અથવા લડાઈ બંધ પાડવી, તથા કોલકરાર કરવા, દેશની નેમણુકો કરવી, ખજાનાંપર આંકોશ રાખવો, કરનો બોજો સેહેલો રાખવો, સુલેહ શાંતીના બંદોબસ્તો કરવા—વગેરે તેમનો અખ્તીઆરછે. વેલાત દેશનું રાજ કેટલું મોહોટુંછે તથા કયાં કયાં અગણીત ખુનાઓમાં તેનું રાજ સમાયલુંછે તે જ્યારે આપણે જાણીએ છીએ, ત્યારે આ પ્રધાન મંડળને માથે કેટલો ભારે બોજોછે તે આપણથી સમજી શકાયછે. તેઓ રાજ ચલાવેછે એટલુંજ નહીં પણ તે રાજની દરેક નજીવી હીલચાલને માટે તેઓપાસ પાર્લામેન્ત દરરોજ જે જવાબો માગેછે તથા એક હરરતું ઓપોસીશન તેમને કેવા સતાવેછે તે વળી એક બીજા બોજા સરખુંછે. અને જો પાર્લામેન્તમાં તેમની મેજોરીટી ન હોય તો તેમનું શું થાય તે દરેક સાલેસ વાંચનાર પોતાંની અજમાસ પરથી કહી શકશે. અને પાર્લામેન્તની તકરાર વખતે ઝાપટ્યાઓ ( whips ) દુરદુરવેરથી મેંમબરોને લાવી ઉભા કરેછે તથા આજારીઓને ગોદરાંપર લાવી તેમની પક્ષનાં મત વધારેછે તે સાબેત કરી શકશે કે પાર્ટીની હરીફાઈ કેવી બારીક હોવી જોઈએ. આગળા અને કામ ચલાઉ પ્રધાનો વચે જે કરડી જબાનદરાજી ચાલેછે તે પરથી કોઈ એમ અનુમાન કરી શકે કે તેઓ હરરતા દુશ્મન હશે પણ એ સર્વ સભાનીજ ઝપાઝપી છે, બાકી બાહાર તો તેઓ બગલમાં હાથ લઈને ફરેછે. એ પણ તેમના રાજબંધણની એક નાદર ખુબીછે કે ગમે તેવી કરડી હરીફાઈ વચે તેમનામાં જાતીવેર વસતું નથી. પાર્લામેન્તમાં ભાઈ ભાઈની સામે બોલેછે અને એક મીત્રને ત્યાં પોતાની મીત્રાચારી છોડી દેવી પડેછે. તેઓ એકમેક સામે જખાં ચલાવતા નથી; તેઓ એકકની રાજનીતી સામે લડેછે. મેંમબરોમાં પણ પાર્ટીનું ઝનુન ઘણું હોયછે અને મેંઢાંના ટોલાની માફક તેઓ કોઈપણ 'ડીવીજન' વખતે પોતાના વડાઓની પુઠે દોડેછે. ડીવીજન વખતે—તકરારપર મત લેવાતી વખતે કનસર્વેટીવો જુદી અગાસીપર જાયછે, અને લીબર્લો જુદી અગાસીપર જાયછે, પણ સભાનો શરનશીન (speaker) જતો નથી. બંને પાર્ટીના અકેક મેંમબરને મત એકઠાં કરવાં તે નેમેછે, તેઓ ( tellers ) અથવા ગણનારા કેહેવાયછે, તથા પુર પ્રમાણીકપણાથી તેઓ નામનીશાન સુધાંનો આંકડો લાવી આપેછે. અને કોઈ મોટાં સવાલના ફડચાની વખતે તો ઝાપટયાઓ ચાર ચાર દહાડા આગમચથી પોતાની પારટીના મેંમબરોને એક સભ્ય ચીઠી લખી સર્વેને હાજર રેહવા વીનંતી કરેછે, જેઓ આજારી હોય તેમને સાજા થવાની ભલામણ કરેછે. તથા જેઓ બાહાર દેશાવર મુસાફરીએ ગયા હોય તેમને પણ તારકરી પોતાની લોબીમાં હાજર કરી આપેછે. જો ડીવીજન ઘાંટ વાગો તોપણ કોઈ સુતેલા અથવા આલસુ મેંમબરોને તે ન સંભલાય ત્યારે પોતે જાતે આખાં હાઉસમાં રખડીને તેમને ઝાપટી લાવી પોતાની લોબીમાં એકઠા કરેછે, જો કે તે બાપલાઓને મુદલ ખબર પણ નહોય કે શી તકરારપર મત લેવાયછે! સભામાં કામકાજ માટે ચાલીસ મેંમબરોનો કોરમ ઠરાવેલોછે, અને કોઈબી સરકારી કામકાજ વખતે ઓછા મેંમબરો હોયતો ઓપોસીશન ટોલીવાલો કોઈ સભાસદ શરનસીનનું ધ્યાન ખેંચી સભા 'count out' કરવાની દરખાસ્ત મેલેછે, ત્યારે વળી આ ઝાપટયોં દોડધામ કરી ખાવા બેઠેલાઓને તેમનો અર્ધો બુક હાથમાં, તથા અર્ધોબુક મોહડાંમાં સાથે લાવી બેસાડી સભાનું ભંડોલ પુરતું કરી આપેછે. એવી રીતે ઝાપટયાઓનું ઘણું કામ પડેછે જે તેઓ હીંમતથી બજાવેછે. કોઈ ચુટણીની વખતે વળી તેમની દોડધામ અ-

જબજ હોયછે. કનસર્વેટીવોનો ઝાપટયો જુદો હોયછે, અને લીબરલોનો જુદો હોયછે, અને એ બંને વચે જબરી હસ્તે મોહડેની કસાકસી ચાલેછે. આ ઝાપટયાઓ પણ પાર્લામેન્તના મેંબરોજ હોયછે, પણ તેઓ પોતાની જગાએ બેઠાના કરતાં બાહાર વધારે ભટકેછે, અને દેશના સેંકડો કસબાઓમાં જે જે તેમની એસોસીએશન શાખાઓ સ્થાપેલી હોયછે તે સર્વપર તેમની દેખરેખ તથા તેમનો હોકમ ચાલેછે. એથી તેમની વગર સ્વાર્થની જેહેમત તથા પોતાની પાર્ટી તરફની તેમની સરસ દીલસોજી માટે તેમના વડાઓના તેઓ માનીતા થઈ પડેછે, અને એવા તેમના વડાઓ પ્રધાનપદપર આવેછે ત્યારે તેમને તથા તેમના સગાઓને તથા ભલામણ્યાઓને તેઓ પેહેલે ખતાવેછે. એજ પ્રમાણે કનસરવેટીવોનો ઝાપટયો જાણીતો સર વીલીયમ હારત ડાઈકછે, જેને લોરડ બીકનસફીલડે બેરોનેટ બનાવ્યોછે, તથા જે કેન્ત પ્રગણાતરફથી પારલામેન્ટમાં બીરાજે છે. લીબરલોનો ઝાપટયો મરનાર લાયકીવાલો રાઈટ ઓનરેબલ પેતરીક આદમ હતો, જેનાં જોરાવર કારભારથીજ લીબરલો પ્રધાનપદપર આવી શકયાછે. અને તેઓએ તેને પબલીક વરકસનો વડો બનાવ્યો હતો, એટલુંજ નહીં પણ તક મલવે પુશકલ ખાતી શકે તેવી પદવીપર—મદરાસની ગવરનરશીપપર—નેમયો હતો. એથી સરસ બીજુ બીડું તે કયું ઝરફવાનો હતો? પણ કમતાલેને લીધે થોડાજ વખતમાં આ દેશની મીટીમાં ભેલાવાની તેની સરજત થઈ પડી.

પાર્લામેન્તનો દરેક મેમબર તેની બેઠક સુધીજ 'હોનરેબલ' લેખાય છે. સભાએ ખાશમાં બોલવા ઉથતી વખતે ભાષણ કરતો સભાસદ લોરડ ચેનસેલર તરફ ફરીને બોલતો નથી, પણ આખી સભા આગલ બોલેછે, ત્યારે સભાએ-આમમાં ભાષણ કરતો સભાસદ શરનસીનની તરફ ફરીને તેમનેજ કેહેતો હોય તેમ બોલેછે. સભાએ-આમનો શરનસીન ચુટી કાઢવાને તે સભાને સતાછે, અને દરેક નવી ચુટણીની પેહેલી પાર્લામેન્ત મલે તે દહાડે પેહેલું કામ તેમને તે બજાવવું જોઈએ. પણ કેટલીક વખત તો પાર્લામેન્ત આખી રાત ને આખા દાહાડો સુધી બેસી રેહેછે, અને એવી વખતે એક કસાયલા સ્પીકરનો બરડો ભરાઈ આવે એ સ્વભાવીકછે, વાસ્તે હમેશ એક ડેપ્યુતી ચેરમેન પણ નેમેલો હોયછે, જે પેહેલાની ગેરહાજરીમાં શરનસીનની ખુરસીએ બીરાજે છે. વલી આ ડેપ્યુતી ચેરમેન પાર્લામેન્તની આખી કમતીનો પણ શરનસીન ગણાયછે. વીલાયતનું શેહેનસાહી બડજેત અથવા ખરચ તથા આવકનો આંકડો જે પ્રધાનમંડલી દરેક સરૂ થતાં વરસની આગમચ પાર્લામેન્ત આગલ રજુ કરેછે તથા તેની પર તેમની બાહાલી માગેછે, તે ઉપર હમેશ પુશ્કળ તકરાર ચાલેછે, અને તેની રકમે રકમપર સખત મુજાહેમતો પડેછે. એ તકરાર ઘણા દહાડા સુધી ચાલેછે, અને આખી સભાએ-આમ પોતાનું દમામ વારૂ રૂપ બદલી એક નીયમીત કમીતીમાં બદલઈ જઈ તે પર તકરાર ચલાવેછે. (House going into Committee.) એ વખતે પેહેલો શરનસીન બીરાજતો નથી, પણ ડેપ્યુટી બીરાજેછે, કાંયકે હમેશ આ તકરાર ઘણી મોડી ચાલેછે, અને કોઈ કાયદાઓનો તથા બીજા ઉભાતા સવાલોનો પેહેલી રાતમાં ફડચો કરીને પછી છેક મોડી રાતે પાર્લામેન્ત આ બાબદ હાથમાં લેછે. એથી પેહેલી રાતમાં વડો શરનસીન બીરાજેછે, તથા પાછલી રારાતના નાયબ સરનસીન નીરાજે છે, હાલમાં કેમબ્રીડજશાયર પ્રગણાનો મેમબર રાઈત હોનરેબલ સર. એચ. બી. ડબલ્યુ બરાન્ડ વડો શરનસીનછે, તથા એડીનબેરો યુનીવરસીતીનો વીદ્વાન મેમબર ડાકટર લાયન પલેફેર નાયબ શરનસીન છે. વલી પાર્લામેન્તમાં તકરાર પર આવતા દરેક કાયદાના ખરડાઓ બીજી વાર

વંચાયા પછી હાઉસ કમીટીમાં બદલાઈ જઈને તેની એકકી કલમોપર તકરાર ચલાવેછે, તથા સુઢણા પાડેછે અને જયાંસુધી કમીટીમાં કાયદાપર પુરતી ચુનોચરા થાય નહીં, ત્યાંસુધી તે સભા આગલ ત્રીજી અને છેલ્લીવાર વંચાઈ પસાર થાય નહીં. અને જોકે ઘણાખરા કાયદાઓના ખરડા તો સરકાર તરફથીજ રજુ થાયછે, તોપણ સભા આગલ પોતાને મનગમતા કાયદાઓના ખરડા મુકવાનો દરેક સભાસદને હકછે. એવા ખરડાઓને private member's Bills કહેછે, જે પણ સભા આગલ પુષ્કળ આવેછે, પણ તેમાં તેમને તકરારપર આવવાની જોગવાઈએ મલતી નથી. કારણ કે સરકારનું કામકાજ પુષ્કલ હોવાથી પારલામેન્તનો વખત બધો તેમનાજ કામમાટે રોકવો પડેછે, જેથી તેમની સાડા છ માસની ટુંક મુદતની બેઠકમાં જો આવા ખાનગી કાયદાઓમાથી એકકો દર વરસે પસાર થાયતો તે મોટી ખુશાલીની વાત ગણાયછે. પણ ઘણાં ખરાં આવાં બીલો એકજ સ્વાર્થ સાંધનારા હોવાથી તકરારપર ઉડી જાયછે, અને ઘણુંકરીને જેને પ્રધાન મંડલ ટેકો આપેછે તથા ઉઠાવી લેછે તે જરૂર પસાર થાયછે. કેટલીક તો માત્ર કાનુનો સ્વીકારનારી દરખાસ્તો મુકાયછે, જે પ્રધાનને જો વાજબી લાગે તો તે પ્રમાણે અમલ કરવાને તે બંધાયછે, અથવા તો જે તેની રાજનીતીથી ઉલટી હોય તો તેની સામે તે થાયછે. વળી પ્રધાનોને તેમનાં ખાતાંઓમાં ચાલતાં તરેહવાર જાહેર તથા ખાંનગી કામકાજો માટે સવાલ કરવાનો તથા પુછપરછ કરી ખોલાસો માગવાને દરેક મેમબરને હક છે, તથા પ્રધાનો પણ તેમને જવાબ આપવાને માટે બંધાયલા છે. એવા રોજના સભા ઉઘડતાંને વાર પચીસ ત્રીસ સવાલો પુછાતા રહેછે. જે વીશે એક દાહાડો અગાઉથી સવાલને લગતી બાબદની ખબરની નોંધ મેંમબરોએ સભાના કારકુનને આપવી જોઈએ, જે તરત તે હાઉસની બેઠકના દરવાજાપર તંગાયલા નોટીસ બોરડપર ચોંટાડેછે. જો આવી રીતની નોટીસ ન આપી હોય, પણ જે ખાતાંના વડાને તે સવાલ પુછવાનો હોય તે વડાને માત્ર મોહડે મોહડું મલીને ચેતાવ્યો હોય તેપણ દરોબસ્ત ગણાયછે. આવી રીતના પુછપરછના સવાલો હાઉસ આફ લોર્ડસમાં ચાલેછે, અને તેથીજ એક ખાતાના પ્રધાન ઉપરાંત વળી એક પારલામેન્તરી નાયબ પ્રધાન રાખવાની જરૂરીયાત જણાઈ આવેછે, કારણ કે જો કોઈ ચોકસ ખાંતાનો વડો સભાએ-ખાશમાં બેસતો હોય તો તેના મદદનીશને સભાએ આમમાંથી ચુટી કાહાડવો જોઈએ, તથા જો કોઈ પ્રધાન સભાએ-આમમાં બીરાજનાર હોય તો તેનો મદદનીશ સભાએ-ખાશમાંથી ચુટી કાહાડવો પડેછે, કે જેથી બંને હાઉસોમાં તે ખાતાને લગતાવલગતા સવાલોના જવાબો તે ખાતાંના જોખમદાર પ્રધાનોજ આપે. એથી કરીને દરરોજ પારલામેન્ત સરૂ થાય ત્યારથી તે આખેરી સુધી પારલામેન્તમાં ચાર પાંચ પ્રધાનોને બેસવું ફરજીયાત થઈ પડેછે, અને કોઈ વારતો જો આખો દાહાડો અને રાત પારલામેન્ત બેસી રહે તો તેઓ અવારનવાર આવતા જાયછે. અને એજ પ્રમાણે ઓપોસીશનના વડાઓ પણ પોતાની તક સાચવે છે. પારલામેન્તના મેહેલમાં ખાવાપીવાના તથા સુવાના કુસાદે રૂમો હોયછે, મેમબરોને પોતાના કસબાના મલત્યાઓ સાથે વાત કરવાના ખાનગી હોયછે; ફરવા હરવાનો મોટો ચોકછે; ત્યાં તપાલખાંતું તથા તારખાતું પણ છે, ત્યાં ફરતી ગોલ જુદી જુદી ગેલરીઓ રાણીને માટે, પાદશાહી કુટુંબને માટે, ઉમરાઓને માટે, ઉમરાવજાદીઓને માટે, એડીતરો તથા રીપોરતરોને માટે, તથા બીજા પારકા અથવા દેશી જોવા આવનારાઓ માટે રાખેલી હોયછે, જયાં કોઈ પારકા અથવા દેશી શખ્સને એક મેમબરની ચીઠીથી દાખલ કરવામાં આવેછે.

વળી પ્રીવી કાઉન્સીલ અથવા રાજાંની ખાનગી સભા વીલાયતના રાજબંધણમાં કંઈ ઓછી અગત ધરાવતી નથી. આગલા વખતોમાં—જ્યારે પાર્લામેન્તનું આજનું સંપુર્ણ રાજ ન હતું—તે વખતમાં આ પ્રીવી કાઉન્સીલરો રાજના ખટપટ્યા કારભારીઓ ગણાતા હતા, રાજાના સલાહકારીઓ, પ્રધાનો તથા મદદગારો સર્વ પ્રીવી કાઉન્સીલરોજ હતા. હાલમાં તો રાજા રાણીની ખુશી પ્રમાણે ગમે તેટલા પ્રીવી કાઉન્સીલરો બનાવામાં આવેછે, તથા હાલમાં એ હોદ્દો માત્ર રાજના ખેરખાહ મીત્રોને માનને ખાતરજ આપવામાં આવેછે. પાર્લામેન્ટના મેમબરો જ્યારે માત્ર "ઓનરેબલ" લેખાયછે ત્યારે આ પ્રીવી કાઉન્સીલરો "રાઈત ઓનરેબલ" નો ખેતાબ ધરાવેછે. તેઓની ભરતી હાલમાં રાણીના છોકરાઓ, રાણીના આગલા તથા હાલના પ્રધાનો તથા નાયબ વજીરો, વડાન્યાયાધીશો, કમાનદરો તથા થોડાક બંને હાઉસોના ઉધરતા મેમબરોમાં સમાયલીછે. હાલ પાર્લામેન્ટ જે હકો ભોગવેછે તે સર્વ હકો આગલ પ્રીવી કાવીન્સીલ ભોગવતી હતી પણ પાર્લામેન્ટની સતા વધવાથી આ કાઉન્સીલની સત્તા ઘટતી ચાલી, અને હાલ તે નામનીજ રહેલીછે. આ સભામાં રાજા અથવા રાણી શારનસીનની ખુરસીએ બીરાજેછે, અને ઘણી ખરી દર મહીને રાજા અથવા રાણીના મેહેલના દીવાનખાનામાં આ સભા બોલવવામાં આવેછે. પણ વળી આ સભા બોલાવતી વખતે સર્વને નોતરાં થતાં નથી, પણ માત્ર આંગલાં પર ગણી શકાય તેટલાજ મેમબરોને નોતરાં થાયછે. ઘણું કરીને રાણીના મેહેલોના કારભારીઓ—જેઓ ઘણા ખરા ઉમરાવો હોયછે—તેમને, તથા રાણીના છોકરાઓને, તથા ચોકસ પ્રધાનોને અને કેનતરબરીના મુખ્ય ધર્માધીપતીનેજ નોતરાં કરવામાં આવેછે. આ સભાસદો રાજા અથવા રાણીને પોતાની સર્વથી બનતી ખરી સલાહથી રાજપાટના કામમાં મદદ કરવાને બંધાયલાછે, તે સલાહ તથા રાજપાટનું બીજુ દરેક કામ જે તેમના કાનપર લાવવામાં આવે તે છુપુ રાખવાને બંધાયલાછે, તથા કંઈપણ લાંચ રૂસવત અથવા દગા ફટકાના કામથી દૂર રેહેવાને તેમનુ સોગંદનામુ તેમને ફરમાવેછે. રાણીના છોકરાંઓના વીવાહ, તેણીની મુસાફરી તથા તેમને લગતી દરેક ગોઠવણો આ સભામાંજ જાહેર થાયછે. વળી પાર્લામેન્ટ મુલતવી રહેલી હોય તે અરસામાં કંઈ મોટા હીગામને દરમેયાન રાજની સુલેહસંપજને લગતા ઉપાયો લેવાની ઘણીજ જરૂરીયાત માલમ પડે તોજ આ કાઉન્સીલનો હોકમ કાઢી શકાયછે; તેને માન આપવાને માટે તથા તે હોકમ અમલમાં આણવાને માટે સરકાર બંધાયલીછે. આ સભામાં છ સભાસદોનો કોરમ ઠરાવેલો હોયછે, અને ઉપર કહ્યું તેમ જેમને આ સભાના કલાર્ક તરફથી નોતરાં મળ્યાં હોય તેઓજ હાજર થાયછે. મોટી સર્વોભેલ સભા તો વીસ પચીસ વરસને છેટે કોઈ મોટા સવાલપર મસલત કરવાને મલેછે, જેવા કે એક રાજા અથવા રાણીના પોતાના વીવાહની ગોઠવણ, તથા તેના મરણ બાદ તેના વારસની નેમણુક, તથા કોઈ દેશના વેપારપર જાપતો નાખવાની ગોઠવણ વગેરે. એવી મોટી છેલ્લી સભા આપણી નામદાર રાણીના લગન અગાઉ મલી હતી, જે વખતે તેણીએ મરનાર પ્રીન્સ કાન્સરટને લગનમાં પોતાનો હાથ આપવાની મરજી જણાવી તેમની મસલતને માટે ખાસ પત્ર સભાપર બીડયો હતો. વળી દેશના રાજા અથવા રાણીના મરણબાદ તેમનો વારસ કાયદા પ્રમાણે ઠેરાવવાને તેમનેજ અખ્તયારછે, અને એવાં કોઈ મૃત્યુની વખતે તેઓ સર્વ ભેગા મલી ગાદીનો વારસ ઠરાવેછે તથા તેવા ઠરાવેલા વારસને ગાદીપર બેસડવાની ક્રીયા કરેછે. ક્રીયા થઈ રહ્યા પછી તથા તે નેમણુકનું જાહેરનામુ લોર્ડ ચે-

નસેલરનાં સીલ સુધાંનું નીકલ્યા પછી સર્વ પ્રીવી કાઉન્સીલરો નવા રાજા આગલ ફરીથી સોગંદ લઈ તે રાજાના ખાનગી સભાના સભાસદો દાખલ ગણાયછે. આ સભાસદોને આગલ એટલું તો માન આપવામાં આવતું હતું કે તેમની સન્મુખ, અથવા તેમના ઘરમાં કોઈ મારફાડ કરે, અથવા ગેરસલુકાઈ ભરેલી ચાલ ચલાવે, અથવા તેમનાં આંગપર હોમલો કરવાની કોશેશ કરે તો તેવા શખ્સોને ફોજદારી અદાલતમાં શીક્ષા કરવામાં આવતી હતી, પણ ચોથા જ્યોર્જ રાજાની પાદશાહી વખતનાં સુધારેલાં ફોજદારી કાયદાના ખીલમાંથી આ શિક્ષાઓ તથા તેને લગતી કલમો કાઢી નાંખવામાં આવીછે, તોપણ હાલમાં આ પ્રીવી કાઉન્સીલરોનું માન કંઈ ઓછું નથી. એટલુંજ કહેવું બસ થશે કે દરેક જાહેર પાદશાહી મીજલસો તથા સરઘસોમાં તેઓ "નાઈત ઓફ ધી ગારતર" ની ઉમદા તથા પેહેલે દરજ્જેની પદવી ધરાવનારા ઉમરાવોની તરતજ પછવાડે ચાલવાનો હક ધરાવેછે. આ સભાના મેમબરોને ઝાઝું કામ નથી તેનો વળી બીજો સબબ એ છે કે તેમની સભામાંથીજ ચોકસ ચોકસ માહીતગાર તથા લાયકીવાલા સભાસદોની ત્રણ જુદી જુદી કમીતીઓ વેહેંચાઈ ગઈછે, જેઓ આ સભાને લગતું જે જુજ કામકાજ હોય તે બજાવેછે. વેપારને લગતી બાબદો તપાસનારી તેમની એક કમીતી "Board of Trade" ના નામથી ઓલખાયછે; કેલવણી ખાતાંને લગતી તેમની કમીતી "Board of Education" ના એલકાબથી ઓલખાયછે; તથા ન્યાયખાતાંને લગતી તેમની એક કમીતી "Judicial Committee of the Privy Council" ને નામે જણાયલીછે.

સમાપ્ત.

# વિલાયતનાં કવીશ્વરો.

જેમાં

ચોસર, હાવર્ડ, વાયટ, સ્પેનસર, સેક્સપીયર, બેનજોનસન, મીલતન, ડ્રાઇડન, પોપ, એડીસન, ગે, પારનલ, સ્વીફ્ત, પરાયર, યંગ, જોનસન, ગોલ્ડસ્મીથ, થોમસન, ગ્રે, કાઉપર, બર્નસ, વોલતર સ્કોટ, શેલી, કરેબ, મીસીસ હીમનસ, મુર, કેમપબેલ, રોજર્સ, લોર્ડબાયરન, વરડસ્વરથ, બુલવર લીતન અને તેંનીસન

એ સર્વે નામીચા કવીઓનાં જન્મચરિત્રો, તેઓના લખાણો,
અને તેમના કવેતોની ટુક વીગતો
ગુજરાતી ભાષામાં રચનાર–કાવસજી નવરોજી વેસુવાલા
કીંમત રૂપીઓ દોઢ.

---

# જ્ઞાનવર્ધક

સર્વેથી મોટું ૪૦ સફાનું માસીક ચોપાનિયું

જેમાં ધર્મ, વિદ્યા, હુન્નર, સંસાર, તવારીખ, નિતી, વારતા વીગરે, વીગરે, તહરેવાર બાબદો, જુદા જુદા કસાયલા લખનારાઓની કલમથી ખાસ લખાયછે.

કીંમત વરસ એકના રૂપીઆ ત્રણ—પોસ્ટેજ મફત.

---

## "જ્ઞાનવર્ધક" માટે વર્તમાનપત્રોએ આપેલાં મતો.

તેનું કદ જેમ મોટું રાખવામાં આવ્યુંછે તેમ તેમાં અનેક કીસમની ચાનાક આપનારી તથા દેલને ખુશી કરનારી બાબદો સમાવવામાં આવેછે, અને તાહેલાંથી તેનું ભરતીઉ કરવામાં આવતું નથી. પુરાતન અને બુજરગ ધરમને લગતી ઘણીક જાણવા જોગ બાબદો તથા તરજુમાઓ મોહટી કાબેલીઅતથી આપવામાં આવેછે. અમો એ ચોપાનિયાનો ફેલાવો વધુ થયેલો જોવા માગીયેછીએ. ("જામેજમશેદ" તા० ૨ ૭ સપતેબર ૧૮૮૧)

તેમાં ઘણાં અગતના "સંગીન લખાણો" વધારે દાખલ થાયછે. આ વેલાના લખાણોમાં મુખ્ય કરીને પારસીઓની બાબદમાં કેટલાંક ઊમદા લખાણો તેમાં આવ્યાંછે, જેના લખનારાઓ કેળવણી પામેલા પારસી જવાનોછે. ("અખબારે સોદાગર" તા० ૨ ૭ આગસ્ત ૧૮૮૧)

"We are glad to observe the *Steady improvement* in the *Danyan Vaardhak which is in many respect certanily the best Gujarati monthly.* It has late taken to giving to extract from polemic or historical works more or less rare. ("*Indian Spectator.*" *21–8–81.*)

જ્ઞાનવર્ધકનો જાનેવારી માસનો અંક આ ચોપાનીયાની કીરતીમાં વધારો કરેછે. તેમાં આવેલી બાબદો સંગીન અને પુરતા અભીયાસથી ભરેલી છે અને ગમે એવા આળશુ વાંચનારનું પણ તે પોતા તરફ ધ્યાન ખેંચે એવીછે. "વીલાયતનું રાજબંધણ" દરએક વાંચનારને વાંચવાની અમો મજબુત ભલામણ કરીયે છીયે. હમો મી० જાહાંગીર કરાણીને તેના ઉઠાવેલા કામમાં મલેલી આવી સારી ફતેહને માટે મુબારકબાદી આપીયે છીયે. ખચીત જ્ઞાનવર્ધક ગુજરાતી ચોપાનીયાઓમાં મી० કરાણીના હાથતલે પેહેલે દરજાજે પોંહચ્યુંછે.

આએ ચોપાનયાંએ આજ કેટલુંક થયું—તેમાં મુખ્ય કરી ગયે વરસથી—પોતાના ભાઇબંધોમાં પોતાની જાતી મેહનતથી પેહેલી જગ્યા મેલવીછે.

("બોંમબે ક્રાનીકલ" તા० ૮ મી તથા ૧૫ મી જાનેવારી ૧૮૮૨).

પ્રગટ કરનારઃ–જેહાંગીર બેજનજી કરાંણી.